# સંપાદકોના બે બોલ

શ્રી. રાયચુરાની સેવાઓ ગુજરાતને જાણીતી છે. તેમણે અનેકને સાહિત્યમાં રસ લેતા કર્યા છે. 'શારદા'ને તેમણે અનેક ઘરોમાં પહોંચાડયું છે. 'શારદા'નો રજત મહોત્સવ ઊજવવા મુંબઇએ જે યોજના કરી હતી તેમાં એ રજત મહોત્સવના સ્મરણ નિમિત્તે એક ગ્રંથ પ્રગટ કરવો એમ પણ નક્કી કરવામાં આવ્યું હતું અને એ સંપાદનની જવાબદારી અમારા પર મૂકવામાં આવી હતી, જે અમે સહર્ષ સ્વીકારી હતી.

આ નિમિત્તે 'શારદા'નો એક ખાસ અંક તરત જ પ્રગટ થયો. એ જોઇને અમને જરા એમ વિચાર થયો કે હવે જૂદો સ્મારક ગ્રંથ ન તૈયાર કરીએ તો? પરંતુ અમે કલ્પેલું સ્મારક ગ્રંથનું સ્વરૂપ એ અંકથી નિરાળું હતું. એટલે અમારા વિચારને મૂર્ત કરવાનો નિર્ણય ચાલુ રાખ્યો. અને એ મૂર્ત પરિણામ તે આ અભિનંદન ગ્રંથ.

અમે જે સાહિત્યકારોને પોતાની કૃતિઓ આ ગ્રંથ માટે મોકલી આપવા વિનતિ કરી તેમણે અમને સહકાર આપ્યો છે તે માટે તે સહુના અમે આભારી છીએ.

વળી 'શારદા'નો ખાસ અંક પ્રગટ થઇ ગયા પછી મુંબઇમાં અભિનંદન સમારંભ યોજાયો હતો. એટલે એ સમારંભનો અહેવાલ પણ આ ગ્રંથમાં સામેલ કરવાનું અમને ઉચિત લાગ્યું છે.

ગુજરાતમાં માસિકોનું જીવન કેવું હોય છે તે સાહિત્યકારો અને સાહિત્ય-રસિકોથી અજાણ્યું નથી. સાહિત્યપત્રો

ચલાવવાનું કાર્ય કેટલું દુર્ઘટ છે એ પણ અનેકનો અનુભવ છે. તેવે વખતે ' શારદા ' પચ્ચીસ વર્ષનું જીવન પૂરું કરે એ ખરેખર અભિનંદનને લાયક પ્રસંગ છે. અને એ પ્રસંગ ઉપસ્થિત કરવામાં શ્રી. રાયચુરાનું સૌજન્ય, સદ્ભાવ, લોકપ્રિયતા અને સાહિત્યસેવા વગેરે ગુણો મુખ્ય કારણ છે. એટલે આ પ્રસંગે એ અભિનંદનના સાચા અધિકારી બને છે. તેઓ વિશેષ સાહિત્ય-સેવા સાધી ' શારદા 'ને અને એમનાં અન્ય પત્રોને પ્રગતિને પંથે દોરે એવી શુભેચ્છા દર્શાવી અમે વિરમીએ છીએ.

રમણલાલ વ. દેસાઇ
ભાનુશંકર બા. વ્યાસ
યજ્ઞેશ હ. શુક્લ

# પરંપરા

ગાંધીનો દીકરો ગાંધીવટું કરે ને વૈદ્યનો દીકરો વૈદ્ય થાય, શાસ્ત્રીનો દીકરો શાસ્ત્રી ને પંડિતનો દીકરો પંડિત થાય તે પ્રથા જૂની છે, પરંતુ એની અસર હાલના નવા યુગમાં પણ ઉતરી આવી છે, ને તે એટલે નવા યુગમાં નવા હસ્તિમાં આવેલા ધંધાને પણ લાગુ પડી ગઇ છે.

સદ્દગત ઈચ્છારામ દેસાઈએ (ગુજરાતી) સ્વ. ભાઈ મણિલાલને પોતાના અઠવાડીક પેપરના તંત્રીપદના ક્ષેત્ર માટે તૈયાર કર્યા, ભાઈ મણિલાલને તો શું, પણ આખા કુટુંબને; પુત્રોને પ્રપૌત્રોને. આજે ભાઈ નટવરલાલ ને એમના ભાઈ-ભત્રીજાઓ પણ એજ દિશામાં કામ કરી રહ્યા છે. મરનાર જહાંગીર મર્ઝબાન (જામે જમશેદવાળા) ને સંબંધે પણ એમ જ થયું છે. આજે અહી મર્ઝબાન એ કામ સંભાળીને બેઠા છે.




દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

બીજા એવા ઘણા દાખલા સૂરત, ભરૂચ, અમદાવાદમાંથી મળી આવશે. સદ્દગત બળવંતરાય ઠાકોર (પ્રજાબંધુ) એમનું કામ ભાઈ ઇંદ્રવદને સંભાળીને ઉપાડી

લીધુ છે ભાઇ ગોકુળદાસ રાયચુરા પણ એજ પ્રથાને આધીન થઈ ગયા લાગે છે. "શારદા"ના વાચકોને ખબર હશે કે એક તંત્રીના કામને માટે દરેક રીતે પોતાના ચીરંજીવી કૃષ્ણરાજને છેક નાનપણથી તૈયાર કરી રહ્યા છે. એના બાળપણમાં એને પોતાની જોડે દરેક જાહેર કાર્યમાં સાથે રાખી ચારે તરફ શું થાય છે તે જોઇ લઇ ધ્યાનમા રાખવાની ટેવ પાડી એની દૃષ્ટિ વિશાળ બનાવી, પછી ઉંમરમા વધતો ગયો તેમ તેમ એ ભાઈને તંત્રીપણાની લાયકાત માટે તૈયાર કરતા ગયા અને આજે પોતાની હયાતીમાંજ પોતાનો જોડીઓ બનાવી પોતાનાજ Level-પર લઈ આવ્યા છે. પોતાની હયાતીમાં આ બનાવ જોવાની ઈશ્વરે તક આપી, એટલો તેનો આભાર.

—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી



શ્રી. કૃષ્ણરાજ ગો. રાયચુરા

## શુભેચ્છા

"ગુજરાતમા લોકસાહિત્યનો પ્રચાર કરવાનું ઉપયોગી કાર્ય શ્રી. રાયચુરાએ પોતાના 'શારદા' માસિકદ્વારા ઘણાં વર્ષોથી શરૂ કરી ચાલુ રાખ્યું છે. ગુજરાતી પુસ્તકોમાં આ પ્રકારનુ સાહિત્ય જુજ જેવું હતું. શ્રી રાયચુરાએ સૌરાષ્ટ્રની વાતો પણ પુસ્તકોરૂપે પ્રગટ કરી છે. આવા સાહિત્યનો તેમનો કુદરતી શોખ હોવાથી ગુજરાતને એનો લાભ મળ્યો છે તેઓ આવી સેવા કરવાનુ કાર્ય દીર્ઘ કાળ સુધી કરે એવી આપણે શુભાશા રાખીશું. સૌરાષ્ટ્ર બહાર પણ જૂની દંતકથાઓ વાર્તાઓ વગેરે છેજ. પણ તેનો મોટો ભાગ અજાણમાં પડયો રહ્યો છે. ભાઇ રાયચુરા ગુજરાતવાસી થયા છે તો જૂના તળ ગુજરાતના કાંઇક લોકગીતો-વાર્તાઓની શોધખોળ કરે એ તેમને વિનતિ છે.

લિ. વિદ્યાબેન ર. નીલકંઠના જયહિન્દ

# 'શારદા' રૌપ્ય મહોત્સવ સમિતિ

**પ્રમુખ :**

શ્રી. લીલાવતી મુનશી

**ઉપ પ્રમુખ :**

શ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતા
" કૃષ્ણરાજ એમ. ડી. ઠાકરસી
" રતીલાલ મૂળજી ગાંધી
" ખુશાલદાસ કુરજી પારેખ
" ભાઇદાસ ધારસીભાઇ ભુતા
" રમણલાલ વસંતલાલ દેસાઇ
" ભાનુશંકર બી. વ્યાસ

**મંત્રીઓ :**

શ્રી જયંતિલાલ કાશીદાસ ઠક્કર
" પુરુષોત્તમ કે. બદિયાણી
" દામોદરદાસ ભાઇદાસ ભુતા
" દુલાભાઇ ભાયાભાઇ કાગ
" મેરૂભા મેઘાણંદ ગઢવી

**સભ્યો :**

મુંબઈ

શ્રી. બાબુભાઇ મનજી સંઘવી
" નાગરદાસ રણછોડદાસ સંઘવી
" વિજય મરચંટ.
" ગંગાબહેન પટેલ
" વિદ્યાબહેન કૃષ્ણલાલ મુનશી
" સ્નેહલીલા જયંતિલાલ ઠક્કર

કુ. શ્રી. નરેન્દ્રસિંહજી મહીડા
શ્રી. યજ્ઞેશ હ. શુક્લ
" પ્રાણલાલ ત્રંબકલાલ સંઘવી
" ઘેલાભાઇ સુંદરજી
" લાલજી નાગજી ગણાત્રા
" નાનાભાઈ નારણદાસ ચાહવાળા
" જમનાદાસ નારાયણજી અઢિયા

શ્રી જગુભાઇ દુર્લભદાસ દોશી
,, છેલશંકર વ્યાસ
,, ચરણદાસ મેઘજી મથરાદાસ
,, વસંતરામ જમીયતરામ વકીલ, સોલીસીટર
,, ભગવાનદાસ પૂજાભાઇ તન્ના
,, કુંવરજી વસનજી કરમસી
,, કલ્યાણજી કરમસી
,, જમનાદાસ નારાયણજી અઢીઆ
,, ચૂનીલાલ કૃષ્ણલાલ સાયતા
,, દેવકરણ નેણસી મોનજી
,, હરિલાલ ભગવાનજી ડ્રેસવાલા
,, બાણુભાઈ મનજી સંઘવી

અમદાવાદ

શ્રી. વાડીલાલ લલ્લુભાઇ મહેતા
,, શ્રી કુરેશી
,, ધૂમકેતુ

ભાવનગર

શ્રી. ધનસ્યામ ગોપાલજી ઠક્કર
,, વિદ્યુતરાય યશવંતપ્રસાદ દેસાઇ
,, મગનલાલ સ્યામજી ત્રિવેદી

રાજકોટ

શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ
,, હસમુખલાલ મ. કાજી

પોરબંદર

,, વિઠ્ઠલદાસ ભાણજી ઘીવાળા
,, મંચેરશાહ હીરજીભાઇ વાડીયા
,, શિવસિંહજી એમ. ઝાલા
,, માલદેવભાઇ રાણા

જામનગર

શ્રી. કરસનદાસ દેવચંદ રાવલ્કા
,, મગનલાલ રૂપશીભાઇ વકીલ
,, મહંત શ્રી મયાપ્રસાદજી

મોરબી

શ્રી. પરશુરામભાઇ ગણપુલે

લ ઠી

ના. શ્રી લાઠી ઠાકોર સાહેબ

વડિયા

ના. શ્રી વડિયા દરબાર સાહેબ

કરાંચી

શ્રી. જમશેદ નસરવાનજી મહેતા

કલકત્તા

શ્રી. અજીતકુમાર હરખચંદ શાહ

ઝરીયા

દિ. બા. દેવજી દયાળ ઠક્કર

વડોદરા

શ્રી. છોટાભાઇ ઝ. સુતરિયા
,, મગનભાઇ શંકરભાઇ પટેલ
,, ગૌહરઅલી હકીમજી
,, ગંગાશંકર બી. પંડયા
,, જગજીવનદાસ દયાળજી મોદી
,, ભવાનીશંકર ગિ. શાસ્ત્રી
,, રવિશંકર નરોત્તમદાસ પાઠક
,, રમણિક શ્રીપતરાય દેસાઈ

જુનાગઢ

શ્રી. શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઇ
,, માધવજી જે. પરિહાર

ચોરવાડ

શ્રી. જીવનલાલ મોતીચંદ શાહ

બગસરા

શ્રી પીંગળશી મેઘાણંદ ગઢવી



શ્રી લીલાવતી મુનશી
પ્રમુખ : રૌપ્ય મહોત્સવ સમિતિ

શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ : 'શારદા' રૌપ્ય મહોત્સવ

# શારદા રૌપ્ય મહોત્સવ સમિતિના ઉપપ્રમુખો :

શ્રી નાનજીભાઈ કાલીદાસ મહેતા



શ્રી કૃષ્ણરાજભાઈ એમ. ડી. ઠાકરસી



શ્રી રતીલાલ મુળજીભાઈ ગાંધી



શ્રી ભાઈદાસ ધારસીભાઈ ભુતા



શ્રી ખુશાલદાસ કુરજીભાઈ પારેખ

## સમિતિના ઉપપ્રમુખો :



શ્રી. રમણલાલ વ. દેસાઈ



શ્રી. ભાનુશંકર બા વ્યાસ



શ્રી. જયતિલાલ કે. ઠક્કર



શ્રી. પુરુષોત્તમ કે. બઢિયાણી



શ્રી. દામોદરદાસ ભાઈદાસ ભુતા

# સમિતિના ઉત્સાહી મંત્રીઓ



શ્રી દુલાભાઈ ભાયાભાઈ કાગ



શ્રી મેરૂભા મેઘાણંદ ગઢવી



સુંદરબાઈ હૉલમાં તા. ૨૬ જુલાઈ ૧૯૪૯ ને દિવસે ઉજવાયેલ શારદા રૌપ્ય મહોત્સવને
પ્રમુખસ્થાનેથી શ્રી. મુનશી ઉત્સવની મંગલ શરૂઆત કરે છે.



શારદા રૌપ્ય મહોત્સવ પ્રસંગે સુંદરબાઈ હોલમાં એકત્ર થયેલ સંસ્કારી સજ્જનો અને સન્નારીઓનો માનવંત સમૂહ

## : શારદા રૌપ્ય મહોત્સવ :



ગુદરબાઈ હોલના મુખદ્વાર આગળ શ્રી. મુનશી દંપતી સાથે
શ્રી. રાયચુરા દંપતી અને સમિતિના આગેવાનો

# અ નુ ક્ર મ



# અભિનંદન

લેખક : શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ એમ. એ.

શ્રી. ગોકુલદાસ રાયચુરાને પહેલવહેલા જોયા ભાવનગર સાહિત્ય પરિષદમાં– ઇ. સ. ૧૯૨૩–૨૪ ની સાલ હશે.

ત્યારે મારો સાહિત્યમાં પ્રવેશ નહીં; છતાં શોખ ખરો. એટલે વડોદરા રાજ્યના પરિષદ પ્રતિનિધિ તરીકે મને ભાવનગર મોકલ્યો હતો. સદગત શ્રી. કમળાશંકરભાઇ ઘણું કરીને પ્રમુખ હતા.

મારે કોઇ લેખ વાંચવાનો નહતો, વ્યાખ્યાન આપવાનું ન હતું; માત્ર માનવંત પ્રતિનિધી તરીકે સાહિત્યપરિષદનાં શ્રોતા તથા દ્રષ્ટા બનવાનું હતું. એ ભાગ શાંતિપૂર્વક સારી રીતે ભજવ્યો. છતાં એમાંથી એક અદ્‌ભૂત અનુભવ લેઇ હું આવ્યો. એ અનુભવ એટલે શ્રી. રાયચુરા તથા સદગત શ્રી. મેઘાણીએ મળી પરિષદના રાત્રીસમારંભોમાં વર્ષાવેલી લોકગીતની રસલ્હાણ. એ અનુભવ આજ આટલે વર્ષે પણ હું વિસરી શકયો નથી.

સાહિત્ય કોનું ? લોકોનું ? કે લોકોત્તર વિદ્વાનોનું ? પ્રશ્ન હજી પૂરો ઉકલ્યો નથી. છતાં સાહિત્યમાં લોકહક્ક સ્વીકારાતો થયો છે–લગભગ સ્પષ્ટ રીતે સ્વીકારાતો થયો છે એમાં જરાય શંકા નહીં. જનતા જીવન, પ્રજાપ્રાણ જેમાં ધબકતાં ન હોય એ સાહિત્ય સાચું સાહિત્ય કહેવાય કે કેમ એના પ્રશ્નો પણ ગાંધીયુગે ઉભા કર્યા છે. વિદ્વાનોની અંઘોળ ભલે તેમની જુદી ન્યાત ઉત્પન્ન કરે, પરંતુ પ્રજાને સાહિત્યનો અધિકાર છે અને પ્રજા નહીં સ્વીકારે એ સાહિત્ય કોઇ મંદિરને માનવંત ખૂણે જ પડી રહેશે એટલું તો હવે સ્પષ્ટ સમજાતું થઇ ગયું છે.

એ સ્પષ્ટતા થવામાં, એ પ્રજા સાહિત્યના હક્કનો સ્વીકાર કરાવવામાં શ્રી. રાયચુરાનો ઘણો મોટો ફાળો છે. વર્તમાન સાહિત્યમાં લોકજીવનના સાહિત્યે પોતાની ગાદી નક્કી કરી લીધી છે: એ ગાદીના બે સમર્થ આચાર્યો : એક શ્રી. ગોકુલદાસ રાયચુરા અને બીજા શ્રી. મેઘાણી. ગાંધીયુગ–પ્રજાયુગને સાહિત્યમાં પ્રવેશ કરાવનાર આપણા એ બે સમર્થ દરવાન. લોક-

સાહિત્યનાં દ્વાર એમણે સહુ માટે ખુલ્લાં કરી આપ્યાં.

અને તે લઢી ઝઘડીને નહીં; વાદવિવંડાઓ ઉભાં કરીને નહી; સાહિત્ય કે સમાજના વાતાવરણને ડહોળી નાખીને નહીં. આચાર્યો પોતાના સિધ્ધાંતોને સમજતા, સમજાવતા અને આચારમાં મૂકતા. માટે તેમના સંપ્રદાયો જીવંત બન્યા. એજ રીતે આ બંને લોકસાહિત્યના આચાર્યોએ લોકસાહિત્યનાં પ્રેરણા ઝરણનું પાન કર્યું, અન્યને પાન કરાવ્યું અને જ્યાં જ્યાં તેઓ ફર્યા હર્યા ત્યાં ત્યાં એ ઝરણના પ્રવાહને સાથે સાથે લેઇ ગયા—ભગીરથની ગંગા માફક. આજ ગુજરાત લોકસાહિત્યને આવકારે છે, પૂજે છે, જીવનમાં ઉતારે છે, તેનો અભ્યાસ કરે છે અને લોકસાહિત્ય ઉપર મહા નિબંધો લખી કદાચ ડોકટરેટ પણ મેળવે છે. આ પરિસ્થિતિ ઊભી કરનાર કોણ ?

રણજીતરામ, કંઇક અંશે; મેઘાણી અને રાયચુરા પૂર્ણ અંશે. આ ત્રણ નામ વગર લોકસાહિત્યની વર્તમાન પ્રતિષ્ઠા તેને પ્રાપ્ત થઇ ન હોત.



શ્રી. રમણલાલ વ. દેસાઈ એમ. એ.

આ સેવા ઓછી છે ? એક નૂતન પ્રવાહ ઓળખવો, ઓળખાવવો અને તેના વહનને અટકાવનારાં તત્વો દૂર કરી તેને છાળ ભરી રેલાવવો ! આ સેવા ઘણી ભારે ગણાય. અન્ય પ્રાંતો કરતાં આપણે લોકસાહિત્યમાં વહેલા જાગ્યા એ યશ આ ત્રિપુટીને ફાળે જાય છે.

: ૨ :

ત્યારે શ્રી. રાયચુરાનો મને અંગત પરિચય જરા ય નહીં. પરંતુ એમણે ઉપજાવેલી છાપ કદી ભુંસાઇ નહીં. ગુજરાતને ગૌરવ અપાવે એવું એમનું પ્રશસ્ત શરીર, બુલંદ અવાજ, મીઠાશભરી હલક, ભાવને અનુરૂપ અભિનય શકિત અને સદાય સ્મિતસોહંતુ તેમનું મુખ આજ હજી એવાં અને એવાં જ જળવાઇ રહ્યાં છે.

ક્ષંતવ્ય જ ગણાય. પણ નહીં! એમની વાતચીત શ્રી. મંજુલાલના આખા કુટુંબને તેમ જ મને ઉદ્દેશીને થતી હોય એવી સરળ, સ્વાભાવિક, મર્માળ, મઝા આવે એવી, સમજાય એવી તદ્દન અહં વગરની હતી. તેમની વાતચીતમાં જેટલો મને રસ પડયો એટલોજ સર્વ કુટુંબીજનોને પડયો એમ હું જોઇ શકયો.

વાતચીતમાં અત્યંત સરળતા અને સ્વાભાવિકતાપૂર્વક તેઓ પોતાના mission આદેશને પણ સિદ્ધ કરતા જતા હતા. લોકવાર્તા, લોક દુહા, લોકગીતના નાનકડા સુયોગ્ય ટુકડા વાતચીતમાં સરળપણે પ્રવેશ પામી વાતચીતને વધારે જીવંત, વધારે રસમય અને વધારે ઝળકદાર બનાવતાં હતાં. શ્રી. રાયચુરાની વાતચીત આજ પણ એક સુઘડ ગૃહસ્થાઇનો નમૂનો છે. પોતાને અગર પોતાની વાતને આગળ કરવાની જેમાં જરાય ધુન નહીં એવી તેમની વાર્તાશૈલી વિવેકભરી સહુનું માન સચવાય એવી કાળજીભરી, વિરોધ જરાય ઉશ્કેરે નહીં એવી, કદી કદી મર્માળ અને હાસ્યપ્રેરક અને સદાય તેમના સ્મિત અંકૂશ તળે રમતી તેમની વાતચીત વારંવાર ભાગ લેવાનું મન થાય એવી છે. એમની વાતચીતમાં ડંખ નહી, વેર નહી, નિંદા નહીં, હજી સુધી શ્રી. રાયચુરાના વાર્તાલાપમાં કોઇનું પણ ઘસાતું બોલાયું હોય એનો મને ભાસ પણ થયો નથી. શ્રી. મંજુલાલને ઘેર સ્થાપીત થએલો મારો પરિચય અતિગાઢ નહીં છતાં વધતોજ ચાલ્યો છે, અને વધારે આશ્ચર્યજનક તો એજ છે કે પ્રથમ પરિચયમાં પડેલી છાપ હજી કાયમ છે.

સહુને ગમે એવી વાણી આપણે કેટલા સાચવી રાખીએ છીએ?

સામાન્ય જનતાને બાજુએ રાખીએ. સાહિત્યકારો વાણીને સાચવી વાપરે છે ખરા? ગૃહસ્થાઇભરી સુઘડ વાતચીતનો નમૂનો જોવો હોય તો શ્રી. રાયચુરા સાથે અડધો કલાક બેસવાની તક મેળવવી.

એનો અર્થ એમ નહીં કે જોરદાર વાણી વાપરતાં તેમને નથી આવડતું. લોકસાહિત્યના રટણમાં તેઓ સર્વથા શૂરવાણીના સંસર્ગમાં જ રહે છે, અને લોકસાહિત્યના નમૂના રજૂ કરતી વખતે તેઓ અસરકારક વાણી વાપરી વિવિધ રસનો અનુભવ શ્રોતાઓને કરાવી શકે છે. લોકસાહિત્યને ગુજરાત મુંબાઇ ભરમાં લોકપ્રિય બનાવ્યું શ્રી. રાયચુરાની વાણીએ—અને શ્રી. રાયચુરાએ શોધેલી વાણીએ. સાહિત્ય રંજન પણ બની શકે ત્યારે તે લોકકંઠે ઝડપથી ઉતરે છે, શ્રી. રાયચુરાને પગલે ચાલી લોકસાહિત્યના નમૂના રજુ કરવાની આવડત ખીલવતા કેટકેટલા સંસ્કારી ભાઇઓ તૈયાર થતા જાય છે. એ ઉપરથી તેમની સફળ અસર સમજાઇ જશે.

લોકસાહિત્યના પરિચયે તેમની વાણીને, તેમની વ્યાખ્યાન શૈલીને, તેમની અસર ઉપજાવવાની કલાને બહુ સુંદર મરોડ આપ્યો છે. અન્યનાં ઘણાં નિરસ વ્યાખ્યાનો તેમને લીધે ઉભા થયેલા ઘણા મુશ્કેલ પ્રસંગો શ્રી. રાયચુરાની વાણીએ સફળતામાં ફેરવી નાંખ્યા છે.

મુંબાઇના છેલ્લા સાહિત્ય પરિષદ સંમેલનના સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે મારે મારું વ્યાખ્યાન કરવાનો પ્રસંગ આવ્યો. પ્રમુખે વિદ્વતાતો દર્શાવવી જ જોઇએ! અને તે લીખીત વ્યાખ્યાન વગર દર્શાવાય પણ કેમ? મેં વ્યાખ્યાન અને વીજળી, વરસાદ,

એ બે જ માસિકો એવાં છે કે જેમના દીર્ઘ જીવન પાછળ તંત્રીનો ભોગ, ભાવના અને દૂરદર્શીપણું દેખાઇ આવે છે.

'શારદા' ની સાથમાં 'આનંદ' અને 'કનૈયો' નામનાં સામયીકો ઉપજાવી શ્રી. રાયચુરાએ પોતાની જવાબદારી વધારી છે, સેવાનું ક્ષેત્ર વિસ્તૃત કર્યું છે અને પોતે વ્યક્તિ મટી એક સંસ્થા બની રહ્યા છે. ચાળીસ ઉપરાંત પુસ્તકો લખવાં, એકધારૂં માસીકનું તંત્ર ચલાવી તેને વ્યાપક બનાવવું, સાહિત્યપ્રવૃત્તિઓમાં અંગત ભાગ લઇ તેમને પોષવી, લોકસાહિત્યનું આચાર્યસ્થાન સ્થાપવું અને જાળવી રાખવું અને ગુજરાતની જનતાને ઉત્સવપ્રિય બનાવી તેના આનંદ પ્રસંગો વધારવા અને જનતાની આનંદ શક્તિમાં વૃદ્ધિ કરવી–આટ આટલી સેવાપ્રવૃત્તિ જો નોંધપાત્ર ન હોય તો દુનિયામાં નોંધપાત્ર શું છે એ શોધવું જ રહ્યું! ભાઇ રાયચુરાએ ગુજરાતી સાહિત્યની જરૂર સાચી અને ભારે સેવા કરી છે.

'શારદા' હળવું સાહિત્ય પીરસે છે, સઘનતા રહિત સાહિત્યને ખીલવે છે. વિદ્વાનોની નજર ન ઠરે એવી વસ્તુ આપે છે! નહીં?

જબરજસ્ત સાહિત્ય, સઘન વિદ્વતાભર્યું સાહિત્ય, વિદ્વાનોની નજર તળે રચાતું સાહિત્ય આપતાં કેટલાં માસિકો આપણે ત્યાં છે? અને તેમાંથી કેટલાંયે પોતાની પચીશી પૂરી કરી? અને બીજી બે પચીશીઓ સુધી જીવંત રહેવાની ખાતરી આપી?

**: ૬ :**

લોકભોગ્ય અને વિદ્વદ્‌ભોગ્ય સાહિત્યની ચર્ચામાં ન ઉતરતાં આપણે એટલું કહીએ શારદા સારા પ્રમાણમાં વંચાય છે. જનતાની રૂખ સમજી સાહિત્ય આપવામાં ભારે કળા રહેલી છે.

શ્રી રાયચુરાને સાક્ષરત્વમાં મળતા સ્થાનની કક્ષાનો ઉંચો જીવ નથી. એ સ્થાન અને એ કક્ષા બહુ જ અસ્થિર તત્ત્વો છે. કેટકેટલા સાહિત્યકારોના વર્ગ અને કક્ષા બદલાયાં? શ્રી રાયચુરા એક સાક્ષર છે; સાથે સાથે તેઓ એક સરસ તંત્રી પણ છે. તેમણે કેટકેટલા લેખકોને આગળ કર્યા હશે? કેટકેટલા લેખકોની શક્તિ વિકસાવી હશે? કેટકેટલા નવા લેખકો સર્જ્યા હશે? કેટકેટલા જુના રેઢીયાળ બની ગએલા લેખકોની કલમમાં જોર પ્રેર્યું હશે? આ બધા શુ સાહિત્ય સેવા નથી?

અને છતાં શ્રી રાયચુરાનો વાડો નથી એ એક તેમની ભારે સિદ્ધિ છે. માસિક અંગે તેઓ વાડો ઉપજાવવાની શક્તિ જરૂર ધરાવે છે, છતાં સાહિત્યકારોના સર્વ વર્ગને પ્રિય થઇ પડેલા શ્રી રાયચુરાએ શિષ્ય સંપ્રદાય ઉભો કર્યો જ નથી. તેમની સાથે કદી કદી કામ કરવાના પ્રસંગો મને આવ્યા છે. આગેવાની ઝુંટવી લેવા તેઓ કદી આતુર બન્યા નથી. સલાહ કે સહાય માગવામાં આવે તે સરલતાથી તેઓ જરૂર આપે. તેમની સલાહ કે સહાય ન લેવાય તો તેમાં જરાય દુઃખ ન લગાડે એટલું જ નહીં પણ એ વસ્તુ ન લાવતાં જરૂર પડયે પાછા સક્રિય સાથ પણ આપવાને તૈયાર જ હોય.

મને પણ તેમણે નિયમીત લખતો બનાવ્યો છે. લગભગ ૧૯૪૩ની સાલથી શારદાનાં બે ત્રણ પાન મારે રોકવાનાં હોય જ. જે મીઠાશથી, જે સહાનુભુતિથી તેઓ લખાવવાનો આગ્રહ કરે છે એ ખરેખર અજેય જ ગણાય. શ્રી. રાયચુરાને ના પાડી શકાય જ નહીં. હું નહોતો લખતો ત્યારે અને હું નહીં લખું ત્યારે પણ શારદા તો ચાલતું હતું અને ચાલશે જ. છતાં મારાં બે પુસ્તકો તો તેમને જ આભારી છે એમ મારે કબુલ કરવું જ જોઇએ.

'શારદા' ને વધારે પડે એવી ઉપમા હું મારાં લખાણોમાં ઘણીવાર વાપરૂં છું. આત્મનિરીક્ષણ નામની લેખમાળામાં મારી કલમે વાગે એવી ઉગ્રતા ધારણ કરી હતી. હિંદના સઘળાં પ્રતિષ્ઠા સામે મારી એ જેહાદ હતી. તેમાં રાજાઓ પણ આવી ગયા હતા. એ લખતી વખતે હું શ્રી. વડોદરા નરેશનો પ્રાઇવેટ સેક્રેટરી હતો, અને કૉન્ટ્રોલર ઑફ ધી હાઉસહોલ્ડ હતો. એ લેખ પ્રગટ કરતાં અનેક રાજાઓના મિત્ર શ્રી. રાયચુરાને બહુ વિચાર આવે એ સમજી શકાય એમ હતું. ઉપરાંત એમને કાયદાની કોઇ કોઇ સખ્ત કલમો પણ યાદ આવેલી. છતાં મને એક પણ શબ્દ પાછો ખેંચી લેવાનું તેમણે મને કહ્યું નહીં અને જેવો હતો તેવોજ લેખ તેમણે છાપી દીધો. અમારા દીવાન સાહેબે એ લેખ અંગે મારો જવાબ પણ માગ્યો હતો એવી કડક ટીકા એ લેખમાં હતી. હળવું, મોળું, સાહિત્ય આપનાર પત્રે મને તે સ્થાન ન જ આપ્યું હોત.

'શારદા'એ પોતાની પચીશી પૂરી કરી. શ્રી. રાયચુરાની એ સક્રિય સેવા છબી. શ્રી. રાયચુરાનું જીવન અને સાહિત્ય આમ અભિનંદનને પાત્ર છે. શ્રી. રાયચુરાને અભિનંદન આપવામાં આપણે કશું વધારે કરતા નથી. સાહિત્યના, લોકસાહિત્યના એક સૌમ્ય, શરમાળ શાન્ત અને સાત્વિક સેવક શ્રી. રાયચુરા શતજીવી બને, અને એમની સાહિત્યસેવા, શારદા, આનંદ અને કનૈયો એમના કરતાં પણ વધારે લાંબુ જીવન જીવો એ ભાવના, એ શુભેચ્છા અભિનંદન રૂપ જ છે!

બાકી રાયચુરાને નહીં તો બીજા કોને અભિનંદન આપણે આપીશું!

આ નાનકડો ગ્રંથ અમારી પૂરી લાગણી વ્યકત કરતો નથી. છતાં લાગણીનો આછો પડઘો પાડતો આ ગ્રંથ અભિનંદન સહ શ્રી રાયચુરાના હસ્તમાં મુકી ગુજરાતના સાહિત્ય શોખ પોતાને કૃતાર્થ થયો માને છે.

# ભાઈ રાયચુરા-થોડો પરિચય

લેખક : શ્રી. ધૂમકેતુ

ભાઈ રાયચુરાને જીવનની એક અણુમોલ ચીજ મળી છે. બહુ થોડા માણસ પાસે એ હોય છે. પણ કુદરતી બક્ષીસ ગણો તો બક્ષીસ અને પ્રયત્ન વડે એમણે પ્રાપ્ત કરેલી ગણો તો તેમ-પણ ભાઈ રાયચુરા પાસે સ્વભાવની ખુશનુમા ગુલાબી ઋતુ ચોવીસે ઘડી હાજર હોય છે. એમની પાસે થોડો વખત ચોરવાડમાં રહેવાનો મને લાભ મળ્યો, ત્યારે મને એ વાતની નવાઇ લાગી હતી. જ્યારે જુઓ ત્યારે એમની પાસે જીવનનો આનંદ કટોરો છલકાતો જ હોય ! જાણે કેમ જાણે એમને માટે થઈને જ શોકરાણીએ પોતાનો ચહેરો ક્યાંક સંતાડી દીધો હોય !

પણ આ આનંદનું કારણ જેટલું એમના સ્વભાવમાં રહ્યું છે, તેટલું જ એમની જીવનદષ્ટિમાં પણ રહ્યું છે. એ જીવનદષ્ટિ કોઈ જગ્યાએ ખોડ જોવા માગતી જ નથી. જ્યાં દોષોનો ઢગલો હોય ત્યાં પણ ભાઈ રાયચુરા, ગુણ કઈ તરફ હશે એનાં ખાંખાંખોળાં કરતા હોય ! આ જીવનદષ્ટિને લીધે એમનો બુલંદ અવાજ આટલી અવસ્થાએ પણ જીવનની તાજગી બતાવે છે !

રાયચુરાભાઈ પાસે એક ત્રીજી વસ્તુ પણ છે. વિવેક. એ વિવેક એટલે સામાન્ય ઔપચારિક શિષ્ટતા નહિ પણ તુલનાત્મક વ્યવહાર જાળવવાની શકિત. એમની એ વિવેકશકિતને લીધે અને પોતાના લોકસાહિત્ય તરફના જીવનપ્રેમને લીધે એમણે 'શારદા' નો રૌપ્યમહોત્સવ સિદ્ધ કરી બતાવ્યો એમ કહી શકાય. મેં એમને માટે એક વખત આનંદવિનોદમાં વાપરેલું વાકય આજ યાદ આવે છે. 'રાયચુરાભાઇ પાસે રણકો આપે એવા સિકકાઓનો પાર નથી !' રણકો આપતા સિકકા એટલે 'જે જે' કરીને ભાગી જાય એવા બોદા મિત્રો નહિ,

પણ સામેથી હસતે મોંએ આવીને વાત સાંભળે તેવા મિત્રો. અને ખરેખર જ્યારે હુ એમની સાથે ગીરનાં જંગલ જોવા નીકળ્યો ત્યારે તો મને નવાઇ જ લાગી. રબારી, વેપારી, કોન્ટ્રાકટર, મજુર, સાધુ, ચારણ—તમામ સાથે ભાઈ રાયચુરાને મૈત્રી. અને તે ' જે જે ' મૈત્રી નહિ. દરેક જણ મળે તે એમ ઇચ્છે કે આજનો દિવસ હવે રાયચુરાભાઇની મંડળી આંહી જ ધામા નાખે.

એમણે લોકસાહિત્યને પોતાનું જીવનધન બનાવ્યું છે. પણ જ્યારે એમણે એક વખત મને વાતવાતમાં કહ્યું કેઃ ' મારી અંતિમ ઇચ્છા તો રામકથા કહેતાં કહેતાં લોકસમુદાયમાં ફરવાની છે! ' ત્યારે મને એમની એ વસ્તુમાં જરાક નાટકીય ભાવ જણાયો હતો. પણ હમણાં મેં ' લોક રામાયણ ' લખ્યું, અને એ માટે થઇને તુલસીકૃત, વાલ્મિકી વગેરે રામાયણો જોવાં પડયાં—ત્યારે જેમ જેમ એ વાંચતો ગયો તેમ તેમ જે આસન ઉપર બેસીને એ લખી રહ્યો હતો, એ આસન ઉપરથી હવે ઉઠું જ નહિ, અને આ આસન ઉપર જો કોઇ હરિનો લાલ, માત્ર રોટલો ને દાળ આપતો રહે, તો એક એવી ' રામકથા ' લખી નાખવાનું મન થવા માંડયું કે જે ગુજરાતને ઘેરઘેર વંચાતી થાય–એવા ભાવ હમણાં જ્યારે દિલમાં ઉભરાવા માંડયા, ત્યારે મને લાગ્યું કે રાયચુરાને તો ઇશ્વિરે કંઠ આપ્યો છે, લોકમાં ફરીને રામકથા કરવાની પ્રબળ ઇચ્છા એમને થાય એમા નવાઇ નથી, અને તે વખતે-એમણે કહેલાં વાકયમાં, કોઈ નાટકીય ભાવ રહ્યો નથી એ પણ ત્યારે સહજ જ સમજાઇ ગયુ !

ભાઇ રાયચુરાએ, પેલા ચીની ફીલસૂફે મનમર્કટને આપેલો ઉપદેશ જીવનમાં જાણે ઉતાર્યો જણાય છે. એમની આંખ કોઇનું બુરૂં જોવા માગતી નથી. કાન, કોઇની નિંદા સાંભળવા માગતા નથી. જીભ, કોઇની નિંદા બોલવા માગતી નથી. એમનુ જીવનસૂત્ર એમણે એક જ રાખ્યું છે. " પ્રયત્ન કરનાર તમામને યશ મળો. અને સૌ આગળ વધો. દરેક શુભવસ્તુને હમેશાં ગુજરાતમાં સ્થાન મળતું જ રહો. " પછી તો દરેક પોતાની શકિત અને મર્યાદા પ્રમાણે થોડું કે વધારે કામ કરે. એની કોઇ જ તકરાર નથી. પણ શુભહેતુથી કામ કરે એટલે બસ. પ્રિય ભાઈ રાયચુરાની આ જીવન ફિલસુફી એમને શતાયુ આપે અને ' શારદા 'નો સુવર્ણમહોત્સવ પણ એમને હાથે જ ઉજવવાનો સમય આવે !

# શારદા રજત મહોત્સવ સમારંભ

ગુજરાતની ધરતીમાંથી એક લોકોક્તિ પ્રચલિત થઇ છે : "વરસાદને અને વહુને જશ નહિ." આ લોકોક્તિનું રૂપાંતર કરી આજે કહી શકાય કે : "વરસાદ, વહુ અને જ્ઞાનવૃત્તિને જશ નહિ." ગુજરાતની વેપારપરસ્ત મનોદશાની, ગુજરાત એક તરફથી સ્તુતિ કરે છે, ત્યારે બીજી તરફથી તેની પેટભર નિંદા પણ કરે છે અને વારંવાર ટકોર કરે છે કે ગુજરાત ગુણજ્ઞ નથી, ગુજરાત એના સરસ્વતીસેવકોની કદર કરી શકતું નથી !

આ કથન અંશત: સત્ય હોય તો યે તેને એક સનાતન સૂત્ર રૂપે વ્યાપક કરવામાં ગુજરાતનો આત્મદ્રોહ રહેલો છે. આ પ્રમેયની પુષ્ટિ રૂપે, ગુજરાતની ગુણજ્ઞતાના દૃષ્ટાન્ત રૂપે અને ગુજરાતની બેકદરદાનીના અપવાદ રૂપે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં જે થોડા ઘણા નોંધપાત્ર પ્રસંગો બન્યા છે તેમાંનો એક પ્રસંગ તે ગુજરાતના લોકમાસિક "શારદા" નો રૌપ્ય મહોત્સવ. ગુજરાતની અને ખાસ કરીને મુંબઇની ગુજરાતી જનતાએ એ પ્રસંગે જે ઉત્સાહ, જે ગૌરવ અને જે કદરદાનીથી "શારદા" ના સુપ્રસિદ્ધ સંપાદક શ્રી ગોકુલદાસ રાયચુરાનું મુંબઇમાં બહુમાન કર્યું, તે ગુજરાતની ગુણજ્ઞતાનું તાદૃશ પ્રમાણ છે; અને શ્રી રાયચુરાએ પોતે પણ આ પ્રસંગે આજ અનુભવ વ્યક્ત કરી, ગુજરાતની કૃતજ્ઞતા સમુખે સ્વીકારી એ, એ પ્રસંગની યશસ્વિતા છે.

° ° ° °

ગુજરાતની ગુણજ્ઞતા વ્યક્ત કરતો આ મંગળ પ્રસંગ મુંબઇમા તા. ૧૬ મી જુલાઇ, ૧૯૪૯ ને શનિવારે ઉજવાયો. સંધ્યાનું આગમન સદા ઉલ્લાસપ્રેરક હોય છે. તેમા યે તે દિવસે મુંબઇમાં સામાન્ય રીતે ધોધમાર વરસાદના અપવાદ રૂપે "ઝરમર ઝરમર" વરસાદ વરસ્યો ત્યારે "ઝરમર ઝરમર વરસે મેહ" ગાનારા કવિવર ન્હાનાલાલનું સ્મરણ પણ પ્રસંગોચિત બની જતું હતું.

ગુજરાતના આ "ટાગોર" ની મીઠી ને આદરણીય યાદ પછી ગુજરાતની "અસ્મિતા" નું સ્મરણ પણ સહજ હતું, કેમ કે આ શુભ સમારંભને અધ્યક્ષસ્થાને, ગુજરાતની છાતી ગજ ગજ ફૂલે એ રીતે ગુજરાતની, ગૌરવલીલા લલકારનારા, શ્રી. કનૈયાલાલ મુનશી બિરાજ્યા હતા. ગુજરાત એક અને અવિભક્ત રહે એની બાંગ સર્વ પ્રથમ એમણે પોકારી હતી.

શ્રી. રાયચુરાનું બહુમાન કરનારી, " શારદા રૌપ્ય મહોત્સવ સમિતિ " ના પ્રમુખ તરીકે શ્રી. લીલાવતી મુનશી વરાયાં હતાં એ પણ આ પ્રસંગની એક વિશેષતા હતી.

° ° ° °

નિયત સમયે મુનશી દંપતી પધાર્યાં. તસ્વીરકારોએ કેમેરાની કળ દાબી તેમની તસ્વીર ઝડપી અને કાર્યકરોએ તેમનો સત્કાર કર્યો. વિશાળ ને ગૌરવશીલ "સુંદરબાઇ ભવન"ના મંચ પર શ્રી મુનશી બિરાજ્યા. તેમની સાથે નામદાર વડીયા દરબાર સાહેબ, શ્રી ગોકુલદાસ રાયચુરા, સૌ. યશોદાબહેન રાયચુરા, શ્રી કૃષ્ણરાજ રાયચુરા, કુમારી સવિતાબહેન નાનજીભાઇ મહેતા, દીવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરી, શ્રી પુરુષોત્તમભાઇ બદીયાણી, સૌરાષ્ટ્રના લોકસાહિત્યના પ્રખર આરાધક કવિ દુલાભાઇ કાગ, શ્રી મેરૂભા ગઢવી, શ્રી કૃષ્ણરાજભાઇ ઠાકરશી, શ્રી રતિલાલભાઇ ગાંધી, શ્રી નગીનદાસભાઇ માસ્તર, ન્યાયમૂર્તિ શ્રી ભગવતી, સમિતિના પ્રમુખ શ્રી લીલાવતી મુનશી, ઉપપ્રમુખો શ્રી ભાઇદાસભાઇ ભુતા, શ્રી ખુશાલદાસભાઇ પારેખ, સમિતિના મંત્રીઓ શ્રી જયંતીલાલભાઇ ઠક્કર, અને શ્રી ભાનુશંકરભાઇ વ્યાસ તથા વિખ્યાત- ક્રિકેટખેલાડી શ્રી વિજય મરચન્ટ પણ બેઠા હતા.

• • • •

## ગઢવી શ્રી મેરૂભા

શ્રી મેરૂભાએ બુલંદ નાદે ' શારદા સ્તવન ' ગાઇ ઉત્સવનું મંગળાચરણ કર્યું. વિશાળ ભવનની મેદની મુગ્ધ ભાવે મેરૂભાને સાંભળી રહી. સમારંભની શાંતિ પ્રસંગને શોભાવતી હતી.

## શ્રીમતી લીલાવતી મુનશી

તે પછી સમિતિના પ્રમુખ શ્રી લીલાવતી મુનશીએ પ્રસંગોચિત સત્કાર કરી નીચે પ્રમાણે ભાષણ કર્યું :—

પ્રમુખ સાહેબ, ભાઇઓ અને બહેનો,

" શારદા રૌપ્ય મહોત્સવ સમિતિ " તરફથી પ્રમુખ સાહેબ, આપને અને આપમાં આવેલા નરનારીઓને આ પ્રસંગે આવકાર આપતાં મને આનંદ થાય છે. વર્ષાના દિવસ, ટુંકો સમય, ટુંકી નોટીસ અને છતાંએ આપે ડુંકાં મન નથી રાખ્યાં. આપનું આગમન એ સૌ ગુજરાતી જનતાનો ' શારદા ' તરફનો અને ખરેખર તો ' શારદા ' પાછળ જે વિરલ વ્યકિત કામ કરી રહી છે તેના તરફનો સદ્દભાવ દેખાડી આપે છે. ' શારદા ' એટલે ગોકુળદાસ રાયચુરા અને રાયચુરા એટલે ' શારદા ' એ તો એવી નિર્વિવાદ વાત થઇ ગઇ છે કે એક મનુષ્ય છે અને બીજું માસિક છે એ વાત આપણે લગભગ ભૂલી જઇએ છીએ; અથવા એ મનુષ્યનું પ્રતિબિંબ જ એ માસિકમાં છે એ વાત આપણા મનમાં તરી રહે છે.

' શારદા ' માસિક આજે પચીસ સાલથી ગુજરાતી જનતાની એકધારી સેવા કરી રહ્યું છે. સૌરાષ્ટ્રનું જૂનું સાહિત્ય નવા સ્વરૂપમાં ચિરંજીવ કરવામાં ' શારદા ' નો અને તે દ્વારા રાયચુરાનો ફાળો કંઇ જેવો તેવો નથી. કાઠિયાવાડના જુના સાહિત્યનું પુનરૂજીવન કરવામાં જે બે નામો તરી આવે છે તેમાં એક મેઘાણી ને બીજા ભાઇ રાયચુરા. કાઠીઓની

ભૂમિ એટલે શૌર્યની-સ્વમાનની ભૂમિ. એ શૌર્ય, પ્રીત ને સ્વમાન થોડો વખત સુષુપ્ત દશામાં પડી રહ્યાં હતાં. તેને જગાડનાર આ બે વીર સાહિત્યકારો. એમણે કાઠિયાવાડને ખૂણે ખૂણે જઇ જૂનું સાહિત્ય ભેગું કર્યું. દુલાભાઇ અને મેરૂભા જેવાં ઢંકેલાં રત્નોને પ્રકાશમાં આણ્યાં અને લોકોને એમનો અને કાઠિયાવાડી ગ્રામજીવનનો પરિચય કરાવ્યો. અને અનેક રાજ્યોના ટુકડાઓમાં છિન્ન વિછિન્ન થયેલા ભાગોમાં એકતાની ભાવના આણી. આજે રાજ્યોની બહારની એકતા આટલી ઝડપથી સિદ્ધ થઈ તેનું કારણ પણ આ સાહિત્યકારોએ પેદા કરેલી આબોહવાને લીધે, સૌરાષ્ટ્રની એકતાને ઘડનાર ઘડવૈયાઓમાં આ બંને સાહિત્યકોનો ફાળો કંઇ નાનો-સૂનો નથી.

ભાઈ રાયચુરાની ઓળખાણ તો મને વર્ષો-જુની છે. 'ગુજરાત' માસિક અને સંસદ પરિષદની આસપાસ જે થોડા ગ્રહ ઉપગ્રહો એકઠા થએલા હતા તેમાં અમારા બન્નેનું સ્થાન હતું અને એ સંબંધ એવો સુંદર બંધાયો કે મહિનાઓ અને વર્ષો સુધી અમે મળીએ કે ન મળીએ પણ જ્યારે મળીએ ત્યારે એ સંબંધ એટલો જ તાજો અને સંપૂર્ણ રહ્યો.

ભાઇ રાયચુરાના સ્વભાવની મીઠાશનો અનુભવ તો એમની સાથે પરિચયમાં આવનારા દરેકને હશે જ. એમની પાસેથી એક કડવો બોલ કે એક ગુસ્સાનું વેણ કદીએ કોઇએ સાંભળ્યું હશે કે કેમ એની મને શંકા છે. સદાયે પ્રસન્ન મન અને એ મનની આરસી જેવું પ્રસન્ન મુખ એ ભાઇ રાયચુરાના સ્વભાવનાં, તરત જણાઇ આવે એવાં મુખ્ય લક્ષણો છે.

કાઠીઆવાડના કંઠસ્થ સાહિત્યને જ બહાર આણવા પરતો નહીં, પણ ગુર્જરી સાહિત્ય સમગ્રની સેવા કરવાનો ભેખ, ભાઇ રાયચુરાએ લીધો છે. પૈસા કમાવાની પરવા એમણે કદી કરી નથી. નહીં તો એ વાત એમને માટે અઘરી ન હતી. સરસ્વતીના આવા એક ઉપાસકનું સન્માન કરવા આપણે સૌ આજે આ રૌપ્ય મહોત્સવ દ્વારા એકઠાં થયાં છીએ. શારદાની સુવર્ણ અને હીરક જયંતિઓ ઉજવાય અને તેમાં ભાઇ રાયચુરા આપણી વચ્ચે હોય એટલું લાંબુ આયુષ્ય એમને હું ઇચ્છું છું. અને ગુર્જરીની સેવા કરવાના એમના મનોરથ એ ફાલેલા ફુલેલા જુએ, ગુજરાત સૌરાષ્ટ્રની એકતાનાં ચણતર થવાં શરૂ થયાં છે તેની પૂરેપૂરી ઇમારતની ભવ્યતા પણ એ નીરખી રહે અને સો વર્ષનું પુરૂં આયુ ભોગવી પોતાનાં ગીતો એ સદાએ ગુજરાતને અને આપણને સંભળાવતા રહે એટલી આપ સૌની વતી અને એક બહેન તરીકે મારી વતી પણ શુભેચ્છા આ સ્થળેથી દર્શાવું છું.

વખત થોડો, બોલનારા ઘણા, એટલે આપનો વધારે સમય હું લેવા નથી માંગતી. ફરી "રૌપ્ય મહોત્સવ સમિતિ" વતી આપ સૌનો અને પ્રમુખ મહાશય આપનો પણ, હું આ સ્થળેથી આભાર માનવાની રજા લઉં છું.

## શ્રી. જયન્તીલાલ ઠક્કર

શ્રીમતી લીલાવતી મુનશીના ભાષણમાં સહૃદયતા, સંક્ષિપ્તતા અને સદ્ભાવના ભરી પડી હતી. એમનું ભાષણ પૂરું થયા પછી "શારદા રૌપ્ય મહોત્સવ સમિતિ" ના ઉત્સાહી અને પરિશ્રમશીલ મંત્રી શ્રી જયંતીલાલ ઠક્કરે સમિતિની રૂપરેખા દોરતો નિવેદન જનતા સમક્ષ

નીચે પ્રમાણે રજૂ કર્યો .—

પ્રમુખ સાહેબ, સન્નારીઓ તથા સજ્જનો,

આજે આપણે ગુજરાતના જાણીતા સાહિત્યકાર શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરાના તંત્રીપદે પ્રકટ થતા "શારદા" માસિકનો રૌપ્ય મહોત્સવ ઉજવવાને ભેગા મળ્યા છીએ. આ રૌપ્ય મહોત્સવ નિમિત્તે આ સમારંભ કેવી રીતે ઉજવવાનો પ્રસંગ બન્યો એ વિષે "શારદા રૌપ્ય મહોત્સવ સમિતિ" તરફથી બે શબ્દો આપની સમક્ષ રજૂ કરું તો અસ્થાને નહિ ગણાય.

શ્રી. રાયચુરાભાઇની સાહિત્યસેવા તો સમસ્ત મહાગુજરાતમાં જાણીતી છે. વર્ષો પહેલાં મુંબઇમાં વેપાર ખેડયો અને ત્યારબાદ એમને સાહિત્યસેવાની લગની લાગી અને સાહિત્યસેવા નિમિત્તે એમણે ભેખ ધારણ કરી સાહિત્ય ક્ષેત્રમાં ઝંપલાવ્યું.

સાહિત્યક્ષેત્રમાં આવ્યા બાદ એમણે ગુજરાતની જનતાને ચરણે અનેક પુસ્તકો ધર્યાં છે. અને આજે એમનું એકેએક પુસ્તક ગુજરાતી જનતામાં લોકપ્રિય થઇ પડયું છે. એમના પુસ્તકો દ્વારા એમણે ગુજરાતી જનતાને ઉચ્ચ કક્ષાનું, શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય આપ્યું છે એ નિર્વિવાદ વસ્તુ છે. શ્રી રાયચુરાભાઈ તરફથી મળતુ સાહિત્ય એટલે પિતા–પુત્રી સાથે બેસીને વિના સંકોચે વાંચી શકે એવું સાહિત્ય, એવી દૃઢ માન્યતા પ્રત્યેક ગુજરાતી કુટુંબમાં છે. રાયચુરાભાઇની સાહિત્ય–પ્રવૃત્તિ ફક્ત પુસ્તકોના પ્રકાશનથી નથી અટકી. એમના તરફથી સને ૧૯૨૪ ના વર્ષમાં "શારદા" નામનું ગુજરાતી માસિક શરૂ કરવામાં આવ્યું. "શારદા" ના પ્રકાશનને પચ્ચીસ વર્ષ પૂરાં થાય છે. આ પચ્ચીસ વર્ષો દરમ્યાન "શારદા" એ અને એ માસિક દ્વારા એના લોકપ્રિય તંત્રી શ્રી રાયચુરાભાઇએ ગુજરાતી જનતાને શિષ્ટ અને સંસ્કારપૂર્ણ સામગ્રી આપી ગુજરાતી સાહિત્યની અનોખી સેવા બજાવી છે. દર માસે પંદરમી તારીખે પચ્ચીસ વર્ષ સુધી નિયમિત એકધારું કોઇ માસિક ગુજરાતમાં આજદિન સુધી પ્રકટ થયું હોય તો તે "શારદા" એક જ છે. શારદાની આ અખંડિત નિયમિતતા એને એક અને અજોડ માસિક તરીકે ઓળખાવી રહ્યું છે

"શારદા" ની પચ્ચીસ વર્ષોની ફાઇલોમાં જે સાહિત્ય પીરસવામાં આવ્યું છે, તે એટલું સમૃદ્ધ છે કે સારૂંયે ગુજરાત એ સમૃદ્ધિને પોતાની જાણી ગૌરવ લે છે "શારદા" દ્વારા એમના તંત્રી રાયચુરાભાઇએ ગુજરાતની સુંદર સમૃદ્ધિ સમુ લોકસાહિત્યનું સંશોધન કરીને ગુજરાતને એ સાહિત્યનો સારામાં સારો પરિચય કરાવ્યો છે.

"શારદા" અને "શારદા" દ્વારા શ્રી રાયચુરાભાઇએ ગુજરાતી સાહિત્યની પચ્ચીસ વર્ષો સુધી આ રીતે બજાવેલી સેવાઓની કદર રૂપે "શારદા" ના અનેક વાચકો, મિત્રો અને પ્રશંસકોને એનો રૌપ્ય મહોત્સવ ઉજવાય એ રીતની ઉમેદ થઈ આ વિચાર જેમ જેમ મિત્રોમાં ફેલાતો ગયો તેમ તેમ એ માટેની ભાવના તીવ્ર થવા લાગી. ત્યારબાદ આ વિચારને મૂર્ત સ્વરૂપ આપવા "શારદા" ના મિત્રોની અને પ્રશંસકોની એક અવિધિસરની સભા બોલાવવામાં આવી હતી. બધા મિત્રોને એમ લાગ્યું કે "શારદા" એ ગુજરાતી સાહિત્યની સુંદર સેવાઓ બજાવી હોવાથી, ગુજરાતને ગૌરવ અપાવે એવી રીતે રૌપ્ય મહોત્સવ ઉજવવો. આ નિમિત્તે એક રૌપ્ય મહોત્સવ સમિતિ નીમવામાં આવી હતી આજના આપણા પ્રમુખ શ્રી મુનશીજી

કે જેઓ મારા તો વડીલ છે, જેઓ એક સમર્થ સાહિત્યકાર છે, અને જેઓની પ્રવૃત્તિઓ અને ખ્યાતિ ચોમેર જાણીતી છે તેમને સઘળા ભાઈઓના વિચાર વિષે વાત કરી ત્યારે એઓએ પણ પોતાના આ વિચારને આશીર્વાદ આપ્યા અને પોતાની અનેક રોકાણો હોવા છતાં, આ સમારંભનું પ્રમુખપદ સ્વીકારવા સંમતિ આપી શ્રી લીલાબહેન મુનશી કે જેઓની સાહિત્ય સેવા અને બીજી અનેકવિધ પ્રવૃત્તિ ગુજરાત તથા સારાયે હિંદમાં જાણીતી છે, તેમને આ સમિતિના પ્રમુખ થવાને માટે અમે વિનંતિ કરી ત્યારે તેઓએ સહર્ષ અમારી વિનંતિનો સ્વીકાર કર્યો

સમિતિના ઉપપ્રમુખો તરીકે અમને ગુર્જરરત્ન શેઠશ્રી નાનજીભાઈ કાળીદાસ મહેતા, શ્રી કૃષ્ણરાજ ઠાકરશી, શ્રી રતિલાલ મૂળજી ગાંધી, શ્રી ખુશાલદાસ પારેખ, શ્રી ભાઈદાસ ભૂતા જેવા મહારથી તથા ગુજરાતના જાણીતા સાહિત્યકારો શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ તથા શ્રી ભાનુશંકર વ્યાસ જેવાઓનો અમને સુંદર સાથ અને સહકાર મળ્યો દરેક ક્ષેત્રના પ્રતિનિધિ રૂપ ગુજરાતના આગેવાન ભાઈબહેનો આ સમિતિના સભ્યો છે આ ઉપરાંત આ સમિતિને સારાયે ગુજરાત અને ગુજરાતી જનતામાંથી સુંદર આવકાર મળ્યો હતો. આવા ઉત્સવ નિમિત્તે કોઈપણ જાતનું ઉઘરાણું યા ફાળો ન કરાવતાં એવી કોઈ યોજના થવી જોઈએ કે જે ગુજરાતના માસિકોને સુંદર ધડારૂપ નિવડે, જે ગુજરાતી સાહિત્યનું ગૌરવ વધારે અને જે દ્વારા "શારદા" નું જીવન અતિ લાંબુ બનાવી શકાય એમ દરેક મિત્રને અને ખાસ કરીને શ્રી રાયચુરાભાઈના જીવનમાં અને એમની અનેકવિધ પ્રવૃત્તિઓમાં જેઓ અતિ ઊંડો રસ લે છે તે શ્રી શેઠ નાનજીભાઈ કાળીદાસ મહેતાને ઇચ્છા થઈ આ માટે એક અતિ સુંદર અને વ્યવહારૂ યોજના કરવામાં આવી હતી

આ યોજના એવી હતી કે હિંદમાંથી "શારદા" ના મિત્રો પાસેથી રૂા. ત્રણસો અને પરદેશના મિત્રો પાસેથી રૂા. પાંચસો લઈ "શારદા" ના આજીવન સભ્ય (લાઈફ મેમ્બર) નોંધવા આ યોજના હેઠળ દરેક સભ્યને આખા જીવનભર રાયચુરાભાઈ તરફથી પ્રગટ થતા બે માસિકો 'શારદા" અને બાળમાસિક "કનૈયો" તથા અઠવાડિક "આનંદ" તથા વારંવાર પ્રકટ થતા ભેટ પુસ્તકો મળ્યા કરે આ વ્યવહારૂ યોજના સૌને સારી રીતે ગમી અને બધાજ મિત્રોએ એને ઘણો જ સારો આવકાર આપ્યો આ યોજનાને શ્રી શેઠ નાનજીભાઈના આશીર્વાદ મળ્યા અને એનું ચણતર સમિતિના સ્તંભસમા બે ઉપપ્રમુખો શ્રી ખુશાલદાસ પારેખ તથા શ્રી ભાઈદાસ ભૂતાને હાથે થયું. આ બન્ને ભાઈઓના સતત પ્રયાસને લઈને, અમને જણાવતા આનંદ થાય છે કે, ટુંક વખતમાં દોઢસો જેટલા આજીવન સભ્યો નોંધવામાં આવ્યા છે અને હજુ એ કામ ચાલુ છે અમને આશા છે કે ગુજરાતના સર્વે ભાઈબહેનો તરફથી આ યોજનામાં પોતાનો સહકાર આપવામાં આવશે

દોઢસો સભ્યો તરફથી આજીવન સભ્ય તરીકેના લવાજમના રૂા ૪૫૦૦૦) મળ્યા છે એ ખરેખર ગુજરાતને ગૌરવ લેવા જેવું અને બીજા માસિકને ધડારૂપ છે આજીવન સભ્યો નોંધવાથી સમિતિએ શ્રી રાયચુરાભાઈ ઉપર અને "શારદા"ના સુકાન તંત્રી શ્રી કૃષ્ણલાલ રાયચુરા ઉપર મોટી જવાબદારી નાખી છે સમિતિને આશા છે કે ઈશ્વરકૃપાથી એ પિતા પુત્ર

પોતાની જવાબદારી સારી રીતે પીછાનશે અને " શારદા "ને વધુ ને વધુ સમૃદ્ધ બનાવશે

સમિતિ તરફથી બીજી યોજના એક અભિનંદન ગ્રંથ પ્રકટ કરવાની થઈ છે, એ અભિનંદન ગ્રંથનું તંત્ર અને સંચાલન આપણા જાણીતા સાહિત્યકારો શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, શ્રી ભાનુશંકર વ્યાસ અને શ્રી ચંદ્રેશ શુક્લને સોંપવામાં આવ્યું છે આ ગ્રંથ ઑગષ્ટ માસમાં પ્રકટ થશે

ત્રીજી યોજના આજના સમારંભની છે અમારા આમંત્રણને માન આપી આ ઉત્સવ ઉજવવામાં અને ગુજરાતનું ગૌરવ વધારવામાં આપે સાથ આપ્યો છે એ માટે આપ સૌનો સમિતિ વતી આભાર માનું છું ભાઈ રાયચુરાભાઈને માટે ગુજરાતી જગતમાં એટલું બધું મમત્વ છે અને એમને માટે બધે ય એટલો બધો પ્રેમ અને સદ્‌ભાવ છે કે અમને સઘળે સ્થળેથી બધાએ યોજનાઓમાં અને આ ઉત્સવ ઉજવવામાં સારો સહકાર મળ્યો છે " શારદા "ના મુંબઈના તથા બહારગામના બધાયે પત્રકાર બંધુઓએ અને ખાસ કરીને " વંદેમાતરમ્ "ના તંત્રી શ્રી ચંદ્રેશ શુક્લે આ ઉજવણીમાં અમને બહુ જ સારો સહકાર આપ્યો છે આ રીતે આ ઉત્સવની સુંદર સફળતાનું મુખ્ય કારણ અમારા પ્રયાસો કરતાં ગુજરાતી જનતાનો, રાયચુરાભાઈ પ્રત્યેનો પ્રેમ અને મમત્વ છે, એમ કહું તો અતિશયોક્તિ ન ગણાય પ્રભુ એમને ગુજરાતી સાહિત્યની વધુ ને વધુ સેવા કરવાની શક્તિ આપે એજ અમે પ્રાર્થીએ છીએ

## અભિનંદનના સંદેશા

આ આનંદકારી પ્રસંગને પ્રોત્સાહક બનાવતા અનેક સંદેશાઓ પણ મળ્યા હતા એ બધા સંદેશાઓમાં " શારદા " પ્રત્યેની ગુજરાતની ભક્તિ અને મમતા તથા શ્રી રાયચુરા પ્રત્યેનો સદ્‌ભાવ સ્પષ્ટ માલુમ પડતા હતા રાજા મહારાજાઓ, શ્રીમંતો વેપારીઓ, રાષ્ટ્ર સેવકો સાહિત્યકારો અને પ્રશંસકો સહિત જે થોકબંધ શુભેચ્છાઓ આવી હતી તેમાંથી થોડીનો નિર્દેશ કરી લઈએ

પોરબંદરથી શેઠ નાનજીભાઈ કાલીદાસ મહેતા તારમાં લખે છે કે, " તબિયત સારી ન હોવાથી આવી શકતો નથી મારી નિર્મળ શુભેચ્છાઓ સ્વીકારજો. " શારદા " ને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું "

પોરબંદરના મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજી તારમાં જણાવે છે કે, " મંગળ પ્રસંગે સર્વોત્તમ શુભેચ્છા સ્વીકારશો જાતે હાજર નથી છતાં મારી ભાવના તમારી સાથે છે, "

દરબારશ્રી ગોપાળદાસ અંબઈદાસ દેસાઈ લખે છે કે, " આ રૌપ્ય મહોત્સવ ખરી રીતે તો તમે કરેલી સાહિત્ય સેવાનો રૌપ્ય મહોત્સવ છે સૌરાષ્ટ્રના જુના અને નવા સાહિત્યકારોને અને કલાકારોને પ્રકાશમાં લાવવામાં તમારો ફાળો મોટો છે " શારદા " નો હીરક મહોત્સવ ઉજવવા તમે ભાગ્યશાળી બનો ! "

લુણાવાડાના મહારાણા સાહેબ શ્રી વીરભદ્રસિંહજી તાર કરી જણાવે છે કે " જાતે આવવામાં મજા આવત પરંતુ પૂર્વ રોકાણને લઈને બની શક્યું નથી " શારદા " ગુજરાતનું

ગૃહ છે અને " શારદા " માં એટલે કે રાયચુરામાં ગુજરાતને ગૌરવ લેવાનો અધિકાર છે."

નીચેના મહાજનો તરફથી પણ " શારદા " ને અભિનંદન આપતા અને " શારદા " નો " હીરક " મહોત્સવ ઉજવવાની અભિલાષા રાખતા સંદેશા મળ્યા છે :—

૧ શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી, મુંબઇ
૨ વડોદરાના ભૂતપૂર્વ પ્રધાન શ્રી છોટાલાલ સુતરીઆ
૩ પોરબંદરના આર્ય કન્યા ગુરુકુલની બ્રહ્મચારિણીઓ અને અધ્યાપિકાઓ
૪ શ્રી યશવંત પંડ્યા, દિલ્હી
૫ શ્રી અવધૂત
૬ લાઠી ઠાકોર સાહેબ શ્રી. પ્રહલાદસિંહજી
૭ ,, મહંત મયાપ્રસાદ, જામનગર
૮ ,, મણિલાલ કે. પારેખ, વડોદરા
૯ ,, મહેન્દ્રકુમાર દેસાઇ, વડોદરા
૧૦ ,, અમદાવાદના " સદેશ " દૈનિકના તંત્રી શ્રી નંદલાલ બોડીવાળા
૧૧ ,, શંકરદાન કવિ, લીંબડી
૧૨ ,, લોહાણા બોર્ડિંગ, વડોદરા
૧૩ ,, મગનલાલ રૂપશીભાઇ વકીલ, જામનગર
૧૪ ,, ભવાનીશંકર શાસ્ત્રી, વડોદરા
૧૫ ,, વિદ્યુતરાય, ભાવનગર
૧૬ ,, મોહનલાલ ભગદેવ, પોરબંદર
૧૭ ,, રમણિકભાઇ ને થી મિસ્ત્રી, વડોદરા
૧૮ વડોદરા કોલેજના અંગ્રેજી સાહિત્યના પ્રાધ્યાપક શ્રી એસ. એસ. જોશી
૧૯ શ્રી પંચાણભાઈ, જામનગર
૨૦ ,, મંગેશ, શ્રી વિદ્યાબ્હેન ને શ્રી ભરતરામ, જૂનાગઢ
૨૧ શ્રી જમશેદ મહેતા, કરાંચી
૨૨ 'સ્ત્રીજીવન'ના તંત્રી શ્રી મનુભાઈ જોધાણી, અમદાવાદ
૨૩ વડોદરા કોલેજના પ્રાધ્યાપક શ્રી ગોવિંદલાલ ભટ્ટ
૨૪ " બાલજીવન " ના તંત્રી શ્રી રમણલાલ શાહ
૨૫ સૌ. મંગુબાઇ પટવર્ધન અને શ્રી ના. મ. પટવર્ધન
૨૬ વડોદરા જીલ્લા કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી ચીમનભાઇ હ. અમીન
૨૭ શ્રી નાનાલાલ જે. બોસે
૨૮ ,, એચ. પી. સંઘવી
૨૯ પુસ્તક પ્રકાશક શ્રી એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ
૩૦ શ્રી જાદવજી મોદી, ભાવનગર
૩૧ ,, લાલચંદ નંદલાલ શાહ વડોદરા
૩૨ ,, પ્રાણલાલ બક્ષી, વડોદરા
૩૩ ,, બચુભાઇ અમૃતલાલ મહેતા
૩૪ ,, ઇબ્રાહીમ ઇસ્માઇલ, વડોદરા
૩૫ ,, જગજીવનદાસ મોદી, વડોદરા,
૩૬ ડો. દેવેન્દ્ર ને શ્રી જ્યોત્સ્ના બ્હેન મજમુદાર વડોદરા
૩૭ શ્રી મૂળજીભાઇ શાહ, વડોદરા
૩૮ ,, ચંદુલાલ ફૂલજીભાઇ વ્યાસ
૩૯ " પુસ્તકાલય " સહાયક સહકારી મંડળના મંત્રી શ્રી વાઘજીભાઇ અમીન અને માસિકના તંત્રી શ્રી મણિલાલ વ્યાસ
૪૦ " આરામ " અખબારવાળા શ્રી આચાર્ય
૪૧ " સત્ સંદેશ " ના તંત્રી શ્રી મંગળજી શાસ્ત્રી
૪૨ શ્રી એમ. જે. પઢીઆર, જૂનાગઢ
૪૩ ,, નટવરલાલ શેઠ, વડોદરા
૪૪ ,, માલદેવ રાણા, પોરબંદર
૪૫ ,, ઓચ્છવલાલ ર. શાહ, સાકંબાકર
૪૬ ,, રાયચુરા ગોલ્ડન જ્યુબિલિ પ્રિન્ટીંગ વર્કર્સનો સ્ટાફ

• • •

સંદેશાઓ ગુજરાત ને ગુજરાત બહાર હિંદ અને હજારો માઈલ દૂર આવેલા ઍંગ્લોનેવ ખાણામાં રહેતા એક ગુજરાતી બહેન તરફથી પણ મળ્યા છે ઉપરના સંદેશાઓમાંથી મહત્ત્વના વાંચી સંભળા ના બાદ અભિનંદનના ભાષણો શરૂ થયા

## દિ. બા. કૃષ્ણલાલ ઝવેરી

મંચથી પ્રથમ આપા જ્ઞાનવૃદ્ધ, અનુભવવૃદ્ધ ને આયુવૃદ્ધ દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી તેમણે આશિર્વચન ઉચ્ચારતા કહ્યુ કે "રાયચુરા લુહાણા મટી, દુલા કાગ અને ગઢવી મેરૂભા સાથે ઓતપ્રોત થઇ ગયા છે અને એવી કોમ છે કે "શારદા"નો સુવર્ણ મહોત્સવ ઉજવાય ત્યારે હુ જીવતો બેઠો હોઉં "

## શ્રી ભાનુશંકર વ્યાસ

તે પછી શ્રી ગાદરાયણે (શ્રી ભાનુશંકર વ્યાસે) વર્ષ આખરે દિવાળી વેળા થતી "શારદા પુજા" ને 'લક્ષ્મીપુજા" રૂપે લેખાતી, આજના પ્રસંગને સાચા અર્થમા "શારદા પુજન' રૂપે વર્ણવ્યો હતો અને પ્રાસંગિક મહત્તાની ખૂબી સમજાવી હતી શ્રી રતિલાલ મૂળજી ગાંધીએ 'શારદા" માસિકને ગુજરાતની એક સમર્થ સંસ્થાનુ બિરૂદ આપ્યુ અને એની સેવાને અંજલિ અર્પી.

## કુ સવિતાબહેન

શ્રી નાનજીભાઈ કાળીદાસ મહેતાના વિદુષી પુત્રી અને પોરબંદરની આર્યકન્યા વિદ્યાલયના આચાર્યા શ્રીમતી સવિતાબહેને પોતાના પિતા તરફથી અને પોતાના તરફથી શ્રી રાયચુરાને અભિનંદન આપ્યા એમની વાણીમા સંસ્કારિતા, મૃદુતા અને ઓજસ્વિતા હતી તેમણે કહ્યુ કે "શ્રી રાયચુરાએ અછુત લેખાતા લોકસાહિત્યને ગુજરાતભરમા જાણીતુ કર્યું છે સાહિત્યમા જ્યારે સંવેદન મધુરતા ધારણ કરે છે ત્યારે શક્તિ રૂપે પ્રકટ થાય છે આવી શક્તિ અનુષ્ટુપ છંદ મમા કાઠિયાવાડના દોહામા છે "

## શેઠ સૂરજી વલ્લભદાસ

શેઠ સૂરજી વલ્લભદાસે પ્રસંગોચિત બોલી આશીર્વાદ આપ્યા. મહુવાવાળા શ્રી ગિરજાભાઈએ શ્રી રાયચુરા સાથેના પ્રસંગોનુ જોરીલી જબાનમા વર્ણન કર્યું શ્રી ખુશાલદાસ પારેખ મૂક માર્ગકર્તા હોઈ એમણે ટુંકમા જ શુભેચ્છાઓ વ્યક્ત કરી

## કવિશ્રી દુલાભાઈ કાગ

કવિશ્રી દુલાભાઈ કાગે મીઠી વાણીમા, "શારદા" ના રૌપ્ય મહોત્સવને અનુરૂપ રચેલું એક ખાસ મં ગલકાવ્યું અને સાથે સાથે વિશદ સમીક્ષા પણ કરી તેમણે કહ્યુ કે વિવિધતામા એકતાની ખૂબી છે, જગતની તે શોભા છે. શ્રી મેરૂભા ગઢવીએ "ફૂલડાં' નું એક સુંદર કાવ્ય તાત્ક્ષણિક અને બુલંદ સૂરે ગાઇ આનંદ રેલાવ્યો

### શ્રી. જ્યોતીન્દ્ર દવે

પછી બોલવા આવ્યા આપણા એક ને અનન્ય હાસ્યકાર શ્રી જ્યોતીન્દ્ર દવે. શ્રી રાયચુરાની સુપ્રસિધ્ધિનો નિર્દેશ કરતાં તેમણે કહ્યું કે, રાયચુરા કાંઇ ઓછા જાણીતા છે કે તેમનો પરિચય આપવાનો રહે? હું એમના કરતાં ઉંમરે નાનો છું, છતાં બ્રાહ્મણ છું તેથી એમને આશીર્વાદ આપું છું. આપણે ત્યાં મનુષ્યનું સરેરાશ આયુષ્ય ૨૨–૨૫ વર્ષનું હોય છે, પણ જો ગુજરાતમાં માસિકોનું આયુષ્ય કાઢ્યું હોય તો સરેરાશ આયુષ્ય સાડા ત્રણથી ચાર મહિના કરતાં વધારે નહિ થાય! ગુજરાતી સામયિકો જન્મે છે પણ વધારે ને મરે છે પણ વધારે! એમાં બાલમરણનું પ્રમાણ મોટું છે. આવી વિપરિત પરિસ્થિતિમાં "શારદા" જેવું માસિક ૨૫ વર્ષ સુધી એકધારું ચાલે એ કાંઇ જેવી તેવી વાત નથી.

### શ્રી કનૈયાલાલ મુનશી

પ્રમુખસ્થાનેથી શ્રી કનૈયાલાલ મુનશીએ વ્યાખ્યાન આપતાં કહ્યું કે, મારો ને રાયચુરાનો સંબંધ જુનો છે. ૧૯૨૨માં સાહિત્ય સંસદ સ્થપાઇ ત્યારથી માંડીને આજ સુધીનું તેમણે વિહંગાવલોકન કર્યું. "ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ"ની તેઓએ એક પરિક્રમા કરી અને કરાવી. તેમણે કહ્યું કે— શ્રી રાયચુરાએ "ગુજરાતણ રાધા" પર પહેલી કવિતા લખી હતી ને ત્યારથી એ કવિતા લખતા થયા. તે વેળા જે "રોમેન્ટીક" સંપ્રદાય ચાલુ થયો તેમાં શ્રી રાયચુરા હતા. જુના સાહિત્યની સમૃદ્ધિને નવા સાહિત્યમાં લઇ આવવાનું એ સંપ્રદાયનું લક્ષણ હોય છે.

ગુજરાતીઓ લીંબુના રસ જેવા છે. લીંબુના રસની માફક એ બધે સમરસ થઇ જાય છે. એ એમનો ગુણ છે છતાં એવો અર્થ ન કરતાં, કેટલાક ગુજરાતીને પોચો ગણે છે. પણ હવે તો ગુજરાતમાં શકિત આવી છે. પચ્ચીસ વર્ષ પૂર્વે "જીવનનો ઉલ્લાસ" કેળવવાનાં જે મૂળ નંખાયાં હતાં તે આજે ફળ્યાં છે. "પાટણની પ્રભુતા" અને "ગુજરાતનો નાથ" દ્વારા ગુજરાતના ઇતિહાસની ભૂમિકા તૈયાર થઇ. ન્હાનાલાલનાં ઊર્મિ કાવ્યો આવ્યાં અને લોકસાહિત્યને શ્રી મેઘાણીએ પુસ્તકો દ્વારા અને શ્રી. રાયચુરાએ "શારદા" માસિક દ્વારા લોક સમક્ષ રજુ કરી શૌર્ય પ્રકટાવ્યું. આમ હવે બધી રીતે ગુજરાતમાં પ્રાણ આવ્યો છે અને ગુજરાતને શકિત-સમૃદ્ધિ લાધી છે.

મેઘાણી–રાયચુરાએ લોક–સાહિત્યને ગુજરાતમાં પ્રસિદ્ધિ અપાવી છે. મને લાગે છે કે રાજસ્થાનના લોકસાહિત્યમાં જે શકિત છે તે બીજામાં નથી. હું રાયચુરાને કહું છું કે ઉદેપુર ને બિકાનેર જઈ ત્યાં આપણા લોકસાહિત્યને પ્રસિદ્ધિ અપાવો અને ત્યાંના હિંદી લોકસાહિત્ય અને ગુજરાતના લોકસાહિત્યનો સમન્વય કરાવો. લોકસાહિત્યના બેખધારી તરીકે એટલું અર્પણ કરો. એમ કરતાં-કરતાં એ લાંબુ જીવે એવા મારા આશીર્વાદ છે.

### શ્રી ગોકુલદાસ રાયચુરા

તે પછી સમિતિ તરફથી શ્રી મુનશીએ શ્રી રાયચુરાને ૪૫ હજારની રકમ તથા ફુલહાર અર્પણ કર્યાં. આ રકમ સ્વીકારતાં શ્રી રાયચુરાએ નમ્ર ભાવે કહ્યું કે-આ "શારદા" નો

રૌપ્ય મહોત્સવ નથી, પણ ગુજરાતના સામયિકો પ્રત્યેની જનતની પ્રીતિનો ઉત્સવ છે. સદ્દગત ગોવર્ધનરામ ત્રિપાઠીએ ધંધો મૂકી સાહિત્યસેવા કરવા માંડી તેવી મને વિચાર આવ્યો ને હું ગોરણજારમાંથી નિવૃત્ત થઇ લોકસાહિત્યમાં પડ્યો. શ્રી વિઠ્ઠલદાસ ઠાકરશીના કુટુંબમાં મને સાહિત્યના સંસ્કાર મળ્યા તેથી આજે હું તેમનું ઋણ સ્વીકારું છું.

ગાંધીજીની " શારદા " પ્રતિ કેવી પ્રીતિ હતી તેનો ઉલ્લેખ કરતાં શ્રી રાયચુરાએ કહ્યું કે મેં એમને ખાતરી આપી હતી કે " શારદા કાઠિયાવાડના પિડિત વર્ગમાં સાહિત્ય પ્રચાર કરવાનો સેવા છે. ત્યારથી " શારદા " પર ગાંધીજીની અમી નજર રહી હતી. એટલે "શારદા" નો યશ મને નહિ, પરંતુ આવા ધુરંધરોને અને લોકસાહિત્યને ફાળે જાય છે.

બધા કહે છે કે ગુજરાત એકદર છે. પણ મારો અનુભવ એવો નથી. મુંબઈ નગરી પૂર્ણિમા ને અમાવાસ્યા ઉભય રૂપધારી છે. અહી સતો પણ છે અને માનવતાને લજવે એવા પણ છે. ગુજરાતના વેપારીઓ તરફથી ગુજરાની સાહિત્યના એક માસિકના કાર્યમા આટલો સહકાર મળે એ પ્રસંગ હું ગુજરાતી સામાયિકોનો નવયુગ લેખું છુ. ગુજરાત જરૂર કદરદાન પ્રજા છે એની આ પ્રતીતિ છે.

શ્રી મુનશીએ રાજસ્થાન અને ગુજરાતના લોકસાહિત્યનો સમન્વય કરવાની સૂચના કરી છે. પણ મારો આખરનો સંકલ્પ એ છે કે તુલસીદાસના રામાયણની લોક કવિતા ગાતો ગાતો હું સૌરાષ્ટ્રને ગામડેગામડે રખડું અને એનો પ્રચાર કરૂ. હું એ કાર્યની શક્તિ માટે શ્રી મુનશી પાસે ને સહુ પાસે આશીર્વાદ ઝંખું છું. શ્રી રાયચુરાએ સહુની મમતા માટે આભાર માન્યો હતો.

## પારિતોષિકો

ત્યારબાદ શ્રી રાયચુરાને બીજી નાની–મોટી ભેટ અપાઇ. રૌપ્ય મહોત્સવ પ્રસંગે, શ્રી દ્વારકાદાસ હરિદાસ વખારીઆ તરફથી ૧૯૪૮ ના વર્ષની ઇનામી યોજનામાં રૂા. ૧૦૦) ની જે રકમ મળી હતી તેમાંથી, ચાર ઇનામો (૧) શ્રી દુલા કાગ, (૨) શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ, (૩) શ્રી શંભુપ્રસાદ દેસાઇ અને (૪) શ્રી વસંત શેઠને અપાયાની જાહેરાત થઈ.

## આભાર દર્શન

શ્રી જમનાદાસ નારાયણજી અઢીઆએ પ્રમુખશ્રીનો આભાર માનતાં શ્રી મુનશીની કાર્યશક્તિ અને બુદ્ધિનૈપુણ્યની પ્રશંસા કરી. શ્રી ભાઇદાસભાઇ ભુતાએ તેમને અનુમોદન આપ્યું.

છેટલે શ્રી મેરૂભા ગઢવીએ ફરી પોતાના મોહક, પ્રભાવશાળી અને પહાડી સાદે, ગાતાં અનુકરણ પણ ન થઈ શકે ને જીભ લોવા વળી જાય એવી એક પ્રાસાદિક " પ્રાર્થના " ગાઇ, શ્રોતાવૃંદનાં દિલ ડોલાવ્યાં ને સર્વે, આ પ્રસંગ સાંગોપાંગ ને યથેષ્ટરૂપે પાર પડયો તેની ચર્ચા ને વાતો કરતાં આનંદભેર વિખરાયાં. મુંબઇના વેપારીઓ, સાહિત્યકારો, લેખકો, અધ્યાપકો, બહુશ્રુત અગ્રણીઓ ને પત્રકારોના વિવિધ પ્રતિનિધિરૂપ આ સમારંભ જેટલો શાંતિથી તેટલોજ ઉમંગ અને ગાંભીર્યથી સંપૂર્ણ થયો. એ સંસ્મરણ પણ " શારદા " નાં સંભારણા સાથે એકરૂપ થઇ જશે એ એ સંતોષપ્રદ છે.

# આ શી ર્વા દ

લેખક : શ્રી. શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ (પ્રભાસ) બી. એ. એલએલ બી

'એ કોણ છે ?'

ચોરવાડના સ્ટેશને ટ્રેન ઉભી ત્યારે પ્લેટફોર્મ ઉપર ખાદીના વસ્ત્રોમા હસતા મુખે કોઈની સાથે વાત કરતા એક ગૃહસ્થ ઉપર મારી નજર પડી ને મે મારા મિત્રને પુછ્યુ.

'ન ઓળખ્યા ? ગોકુલદાસ રાયચુરા, હમણા 'શારદા' માસિક શરૂ કર્યું તે !'

એ સમયમા જુનાગઢમા તોપ બંદુકવાળા માણસોથી રાજ્ય અને પ્રજા જેટલા ન ડરતા એટલા ખાદીવાળાથી ડરતાં અને સાહિત્ય તેમજ વર્તમાનપત્રો સાથે પ્રજાને બહુ સંપર્ક પણ હતો નહિ ત્યારે ખાદીનાં વસ્ત્રો પહેરી 'શારદા' માસિક ચોરવાડમાં શરૂ કરે તેવા સાહિત્યકારને જોઈ મને તરતજ મળવાનુ મન થયું અને તે પણ અમારા જ કમ્પાર્ટમેન્ટમા આવ્યા.

તે દિવસે હુ તો હજી કોલેજમા પ્રવેશ મેળવવાના પ્રયત્નમા હતો. મેટ્રીકની પરીક્ષા પણ પાસ કરી ન હતી. પણ સાહિત્યનો શોખ સમજે વગર સમજે સારું કે નરસું પણ કાંઇક લખવાની ધગશ. એટલે મને એક સાહિત્યકાર અને તંત્રી સાથે ઓળખાણ થઇ તે જાણી અતિ હર્ષ થયો. અભિમાન થયું. મને તે પ્રસંગે કાંઇક લખવાની પ્રેરણા થઇ પણ હજી ઈ એવો લેખક નહોતો કે મારી કોઇ કૃતિ કોઇ માસિકપત્રમાં પ્રસિદ્ધ થાય. વિશેષમા



શ્રી. શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ

અમદાવાદના એક પત્રકારે મારી નવલિકા પાછી મોકલી આપેલી અને તેનાથી ઉતરતી કક્ષાની અન્ય લેખકની કૃતિઓને પ્રકાશિત કરેલી એટલે મારું દીલ ભાંગી ગયુ અને મને થયુ કે કાં તો હું લખવા યોગ્ય નથી અને કાં તો તંત્રીઓ વાડા બાંધી અમુક જ લેખકોને આગળ લાવવા માગે છે એટલે લખવાનું જ બંધ કર્યું હતુ અને એ કારણે જ હું માત્ર રાયચુરાભાઇ સાથે મારે ઓળખાણ છે એટલા વિચારથી જ વિરમી ગયો

એ વાતને વર્ષ થઇ ગયુ. કોલેજમાંથી વેકેશન પડતાં હું પ્રવાસે જતો હતો અને ઇશ્વરની ઇચ્છા મારો સંબંધ વધારવાની હશે તેમ રાયચુરાભાઇ ટ્રેનમાં વીરમગામથી જ સાથે થયા પછીના વીસ કલાકોમાં કેટલી વાતો મેં કરી કેટલી વાતો તેમણે મને ન ભળાવી તેનો હિસાબ ન હતો ચોવીસ કલાક આવ્યા ત્યારે તેમણે મને એવુ કહ્યું કે 'ડાહ્યા ન થાઓ—તમે લખશો તો ખરેખર ફાવશો.'

મને આ શબ્દોએ પ્રોત્સાહન આપ્યુ અને મેં તરત જ 'ગરવા ગીરનારની ગોખ કે જાગીયા' એ કાવ્ય મોકલ્યુ. મને આશા જ હતી નહિ કે મારૂં કાવ્ય 'શારદા' માં પ્રસિદ્ધ થાય. કારણ 'શારદા' માં પણ વાડા હશે ને! પણ કાવ્ય પ્રસિદ્ધ થયુ અને અંક મળ્યે તે પહેલાં તેમનાં અભિનંદન પણ મળ્યાં

અને પછીથી 'શારદા'નો સંબંધ શરૂ થયો અભ્યાસ પછી રાજનગર લીંબડી ગમે ત્યાં હોઉં, ગમે તે કામ કરતો હોઉં, સારૂં લખું કે ન લખુ પણ 'શારદા'નું પોસ્ટકાર્ડ નવલ કે કાવ્ય મોકલવા માટે દર માસે જેટલુ નિયમિત શારદા નીકળે છે તેટલુ જ નિયમિત હોય જ

મારા વસંત અને શાર્દુલને છોડી ચર્ચરી અને દુમિલામાં કાવ્યો લખાવનાર, વાર્તાઓને હૃદયના ઉંડા ભાગોમાંથી ખેંચી લાવી કાગળ ઉપર ઉતરાવનાર ને અમારી સાહિત્યની જ્યોત અખંડ રાખનાર શારદા'ને આજ ૨૫ વર્ષ પુરા થાય છે 'શારદા રાયચુરાભાઇની માલિકીનુ નથી. અમારી માલિકીનુ છે 'શારદા' શ્રીમંતોનુ કે સાહિત્યકારોનુ જ નથી, રાજ મહેલોથી નેસડાઓ સુધી હોંશે હોંશે વંચાતુ સમગ્ર જનતાનુ માસિક છે તેમાં લખનાર દરેક લેખકે બે વસ્તુઓનો વિચાર રાખવો પડે છે એક તો એ કે 'પિતા પુત્રી સાથે બેસીને વાંચી શકે' અને બીજુ એ કે 'મહા વિદ્વાનોજ સમજી શકે તેવી ક્લિષ્ટ અને અઘરી ભાષા નહિ પણ સામાન્ય જનતા પણ વાંચી શકે તેવી ભાષા' શારદાનુ વિશિષ્ટ તત્વ પણ તે જ છે તેનો પ્રચાર અને સત્કાર પણ તેનુ જ પરિણામ છે

મારા જેવા અનેક લેખકોને પ્રોત્સાહન આપી નવિન નવિન કૃતિઓ સાહિત્યરસિક જનતા સમક્ષ રજુ કરવાની તક આપી આગળ લાવનાર, ગુર્જર ગિરામાં લોકસાહિત્યનુ સ્થાન ઉંચુ લાવનાર અને મેઘાણી જેવા રત્નોને ખાણમાંથી લાવી તેની કીંમત વધારનાર 'શારદા' જ્યારે ૨૫ વર્ષ પુરા કરે ત્યારે તે ઉપકારનુ ઋણ તેને અભિનંદન આપવાથી અદા થાય તેમ નથી પણ તેને 'શતં જીવે શરદ' નો અંત:કરણપૂર્વકનો આશીર્વાદ આપી વિરમુ છુ

# શ્રી ગોકુલદાસ રાયચુરા

લેખક : શ્રી. યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી, એમ. એ.

ગુજરાતી સાહિત્યના અને સંસ્કૃતિના જીવન પ્રતિક સમા શ્રી. ગોકુલદાસ રાયચુરા મને તો લાગે છે. સદૈવ નિર્દોષ હાસ્ય અને હેતાળ આંખ એમના હૃદયની નિર્મળતા અને ઉજ્જ્વલતા દર્શાવે છે. એમના પરિચયમાં એકવાર પણ આવનાર એમના અજબ વ્યકિતત્વને કદી પણ વિસરી શકે એમ નથી. ગુર્જરીનાં એવાં અણમોલ રત્નો સદાય પૂજનીય છે. સદાય વંદનીય છે. સદાય અભિનંદનીય છે, એમને જોતાં જ ગીતાકારનું પેલું મહામૂલું વચન યાદ આવે છે.

યદ્યદ્વિભૂતિમત્સત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।
તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંડશ સંભવમ્ ॥ શ્રી. ભ. ૧૦।૪૧॥

શુદ્ધ, શિષ્ટ અને પ્રાણવાન ગુજરાતી સાહિત્યના સર્જનમાં વિશિષ્ટ ફાળો આપનાર તરીકે શ્રી ગોકુલદાસ રાયચુરાને આપણે વિસરી શકીએ એમ નથી. છેલ્લાં પચીસ વર્ષથી એમણે "શારદા"ના તંત્રીપદે રહીને ગુજરાતને અને ગુજરાતની જનતાને શુદ્ધ, શિષ્ટ અને પ્રાણવાન સાહિત્ય આપ્યા જ કર્યું છે અને એમની એ સેવા ગુજરાતી સાહિત્યના સર્જનનો ઇતિહાસલેખક ભૂલી શકે તેમ નથી. શ્રી રાયચુરાનો ગુજરાતી સાહિત્યકાર તરીકેનો યશ અનેકવિધ છે. લોકસાહિત્યના અભ્યાસી અને સર્જક તરીકે, લોકગીતોના સંગ્રાહક અને સંપાદક તરીકે, લોકવાર્તાના સંગ્રાહક અને સર્જક તરીકે અને દુહાઓના સફલ ગાયક તરીકે, લોકભાષાના તેમ જ લોકસમાજના વાતાવરણના પ્રતિબિંબક અને સર્જક તરીકે આમ આપણા ગુર્જરસાહિત્યમાં સ્વ. મેઘાણીની લોકસાહિત્યના સંરક્ષણની અને પુર્નજીવનની, એના સમુદ્ધારની પરંપરા જો કોઇ સાચવી શક્યું હોય તો તે માટે આપણને શ્રી ગોકુલદાસ રાયચુરા સિવાય બીજું નામ ભાગ્યે જ જડી શકે.

આપણા પીઢ સાક્ષરોમાં સ્વ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, સ્વ. નરસિંહરાવ દીવેટીઆ અને સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ચાલ્યા ગયા અને થોડા સમય પૂર્વે આપણે ન્હાનાલાલ, મેઘાણી અને લલિતજીની કવિ ત્રિપુટી ગુમાવી–અને હવે રહ્યામહ્યા સાક્ષરવૃંદમાં કહો કે કવિજગતમાં કહો પણ સાહિત્યના આપણા પીઢ સર્જકોમાં તેમ જ રસાનુભવીઓમાં શ્રી ગોકુલદાસ રાયચુરા એમના શુદ્ધ સરળ અને નિર્દંભ વ્યક્તિત્વ

માટે શુદ્ધ અને શિષ્ટ સાહિત્યના આસ્વાદક તેમજ સર્જક તરીકે અને લોકસાહિત્યના સંગ્રાહક અને પ્રણેતા તરીકે, તેમ જ પ્રત્યેક માસની પંદરમી તારીખે નિયમિત પ્રસિદ્ધ થતા " શારદા " ના તંત્રી તરીકે, પત્રકાર તરીકે, એમણે સતત પચીસ વર્ષ સુધી કરેલી સાહિત્યસેવા માટે વિશિષ્ટ સ્થાન ધરાવે છે એમની આ અનેકવિધ સાહિત્ય પ્રવૃત્તિ અને સાહિત્યસેવા માટે મહાગુજરાત એમને સત્કારે એમા એણે પોતાની વિશિષ્ટ કાર્યસિદ્ધિની નોધ લેવા સિવાય કંઈ જ વિશેષ કર્યું નથી

શારદોપાસનાનુ પોતાનુ ધ્યેય શ્રી રાયચુરા પોતાના સંકલ્પાનુસાર પૂર્ણ રીતે સિદ્ધ કરી શક્યા છે એ હકીકત જેટલી શ્રી રાયચુરાને પોતાને માટે ગૌરવભરી છે, તેટલી જ ગુજરાતને માટે પણ અણમની અને ગૌરવભરી છે કારણ કે એમના એ સ્વપ્નની ફળસિદ્ધિમા જ ગુજરાતને અમૂલ્ય અને પ્રાણવાન સાહિત્ય પ્રાપ્ત થયુ છે, જે ગુજરાત માટે ઓછા યશની વાત નથી ગુજરાત પોતાના આ પીઢ સાક્ષરને એમણે કરેલી સાહિત્યોપાસના માટે સત્કારે એ ગુજરાતને માટે, એના સાક્ષરો માટે અને સાહિત્યરસિકો માટે સર્વથા યોગ્ય જ છે પ્રતિક્ષણે મૃત્યુને શરણે જતા અને સરિતાના સરી જતા જળની માફક મૃત્યુના કાળગર્ભમા લય થઈ જતા આ ક્ષણભંગુર સંસારમા—ક્ષણભંગુર જીવનમા જેમ કેવળ આત્મતત્વ જ અમર છે તેવી રીતે આત્માના આવિર્ભાવ સમુ શુદ્ધ અને પ્રાણવાન સાહિત્ય પણ આત્માના જેટલુ જ અમર છે ત્રિકાલાબાધિત છે, કારણ કે એ આત્માની કલા છે આત્મામાથી ઉદ્ભવ પામેલુ છે અને આત્મજીવન સાથે સંબંધ ધરાવે છે આવા શુદ્ધ અને પ્રાણવાન સાહિત્યના સર્જક તરીકે આપણે શ્રી રાયચુરાને અભિનંદન આપીએ એ યોગ્ય જ છે ગુજરાતી સાહિત્યમા એ શુદ્ધ શિષ્ટ અને પ્રાણવાન, ઉજ્જ્વળ સાહિત્યના સર્જનની તવારીખમા એમનુ સ્થાન નિર્ણીત થઈ ચૂક્યુ છે અને એ રીતે એમનુ નામ ચિરસ્મરણીય છે

પરમ કૃપાળુ પરમાત્મા શ્રી રાયચુરા દ્વારા આપણને વધુ ને વધુ પ્રમાણમા આવુ શુદ્ધ સાહિત્ય આપ્યા જ કરે અને શ્રી રાયચુરા પોતાની સર્વ સાત્ત્વિક મનોકામનાઓ પ્રભુ કૃપાથી પૂર્ણ કરે એવી શુભેચ્છા સાથે એમને એમના યશસ્વી ભૂતકાળ માટે અભિનંદન આપી વધુ યશસ્વી ભવિષ્યકાળની સદ્ભાવના સાથે અભિનંદનની ઊર્મિમા વિરમુ છુ

# એ છે આપણી દીવાદાંડી

લેખક : શ્રી. હકમીચંદ દ. જસાણી

સને ૧૯૨૪-૨૫ સુધી તો આપણને કોઇ ચારણ એવા નહોતા મળ્યા જેને શિષ્ટ સમાજ પાસે આપણે રજૂ કરી શકીએ. ચારણોની મહાન શક્તિ, સરસ્વતીદેવીનો એમના પરનો હાથ અને બધું સાહિત્ય કંઠસ્થ, સાથે બોલવાની કુદરતી છટા વગેરે તેના મૂળ સ્વરૂપમા જોવા સાંભળવાની ભૂખ મુંબઇ–અમદાવાદને લાગેલી.

'શારદા' ના તંત્રી ભાઇ રાયચુરા અને સૌરાષ્ટ્રના તંત્રી સ્વ. મેઘાણીભાઇએ કોઇ કોઇ વખત સમાજમાં ડોકીયાં કરી લોકગીતો અને દુહાઓ પ્રત્યે હરહંમેશ આધુનીક ગીતોમા રચીપચી રહેલ આ યુગના સમાજને અલૌકિક સાહિત્યનો નાદ લગાડેલો.

એ અરસામાં હું માણાવદર મારા એક સ્નેહીને ત્યાં લગ્ન પ્રસંગે ગયેલ. ત્યા મને મેવાણંદભાઇનો પહેલો પરિચય થયેલો. આખી રાત ડાયરો ચાલ્યો. કવિ મેઘાણંદભાઇના મુખેથી એક પણ શબ્દ એવો ન નીકળ્યો જેની સામે શિષ્ટ સમાજને વાંધો હોય. ચારણો મનના મજબુત, દૃઢ ચારિત્ર્યવાન છતાં એમની જીભે કોઇ નહિ ને કોઇ એવો શબ્દ આવી જાય જે શિષ્ટ સમાજ વચ્ચે બોલી ન શકાય. મને મેઘાણંદ આમાં અપવાદરૂપ લાગ્યા.

મારો અને ભાઇ રાયચુરાનો સંબંધ તો કવિ સમ્રાટ સ્વ. નાનાલાલે બાંધી આપેલો. કાઠિયાવાડ અને ગુજરાતના એવા કેટલાયના સબંધોની સાંકળ શોધવા નિકળશો તો ત્યાં કવિ નાનાભાઇનું નામ તમોને મળશે. ભાઇ રાયચુરાભાઇ તે વખતે ચોરવાડ રહેતા. ત્યા મે એમને પત્ર લખ્યો જે આવું એક રત્ન આપણને હાથ લાગેલ છે.

ભાઇ રાયચુરા બહુ ચોક્કસ માણસ. એક ચીજની પોતે ખાતરી ન કરે ત્યાં સુધી બીજા પાસે એ બાબતમાં પોતાનો અભિપ્રાય કદી આપે નહિ. આ કારણે એમના અભિપ્રાયની આજે ઘણી કિંમત ગણાય છે. એમણે મારી પાસે એ બાબત જાતે જાણવાની માંગણી કરી. તેઓ નકકી કરેલ દિવસે રાજકોટ આવ્યા. મેં પણ કવિ મેઘાણંદભાઇને રાજકોટ બોલાવી રાખેલા. મારે ત્યાં બંને ભેગા થયા ત્યારે કવિનું સિંહમુખ જોઇ ભાઇ રાયચુરા ખુશ થઇ ગયા. મોટું મોઢું, મોટા થોભીયા, ઉંચી મજબુત કાયા અને એ વખતે કવિની ઉમર માત્ર ૧૮ વર્ષ.

ગળાનો અવાજ પાંચ છ હજારની મેદનીને માઇક વગર બરાબર પહોંચાડી શકે તેવો બુલંદ. તેજ રાતના ડાયરાની ગોઠવણ કરી. અમો બે જ હાજર. હું અને ભાઈ રાયચુરા. આખી રાત જમાવી. કવિ મેઘાણંદે એક વાર્તા પા કલાક કરી. જે સાંભળી ભાઇ રાયચુરાભાઇ ખુશખુશ થઇ ગયા. ' મારી ઘણા વખતની ઇચ્છા આજે ફળે છે. મુંબઈ જેવા સુધરેલા અને નવરંગી શહેરને લોકસાહિત્યના ચટકાં તો પિરસ્યાં પણ એમને તો એમાં નિતરવું છે. ખૂબ ખૂબ માંગ છે, દબાણ પણ એટલું જ છે. ઘણા ચારણો મિત્રો છે પણ એમાંથી કોઇને આ સમાજ પાસે મૂકવાની હિંમત ચાલતી ન હતી. વાણીના જોશમાં કંઇક શબ્દો એવા આવતા જે શિષ્ટવર્ગ વચ્ચે બોલાય નહીં. આજે ભાઇ મેઘાણંદ હાથ લાગ્યા છે. જુઓ એ ડોસાને હું કેવો રજુ કરું છું.'

તુરત જ એમના ફોટોગ્રાફ રાજકોટમાં લેવાયા. બ્લોકો બનાવ્યા. અને "શારદા" ના અંકમાં મેઘાણંદભાઇની સવિસ્તર હકીકત મૂકી દીધી. હજુ બે માસ નહિ થયા હોય ત્યાં રાયચુરાભાઇ કવિ મેઘાણંદને લઈ મુંબઇ આવી પહોંચ્યા. પરાઓની પ્રજાને એમનો લાભ આપતાં આપતાં સર પુરસોત્તમદાસના પ્રમુખપણા નીચે એ વીર કવિને ટાઉનહોલમાં રજુ કર્યાં.

આ પ્રસંગ આજે ' શારદા ' દ્વારા રાયચુરાભાઇએ આટલા વર્ષો થયાં કરેલી મેવાનું એકજ પાનું છે જેને પરિણામે આજે આપણને ભક્તકવિ કાગ અને મેરૂભા સાંપડયા છે.

ભાઇ મેઘાણીભાઇને મુંબઇમાં રહેવાનું થવાથી અને અવારનવાર આવવાજવાનું ખૂબ થવાથી પ્રજાને એ સારો લાભ આપી શકયા. ભાઇ રાયચુરા પોતાની રીતે કામ કરનાર સ્વભાવના રહયા. બીજાને આગળ કરી પોતે આનંદમાં રહેવું એ એમનો મૂળથી સ્વભાવ રહયો એટલે એમણે આવા મહાન ચારણોને આપણા પરિચયમાં લાવી પોતે માત્ર કડી તરીકે રહયા. સ્વ. નાનભાઇએ અમોને આવી કડી બનવાનું બહુ શીખવાડેલ અને ન ભુલતો હોઉં તો રાયચુરાભાઇએ કવિ પાસેથી ઘણું મેળવ્યું છે એમ આ પણ એક મંત્ર ઘુંટી લીધો છે.

ચોરવાડ એ એમનું પ્રિય ધામ છે. જેમ સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીયારે ચોરવાડનું નામ પ્રસિદ્ધ કર્યું એમ રાયચુરાભાઇએ પઢીયાર બાવાના અવસાન બાદ ચોરવાડને સચેત બનાવ્યું.

૧૯૨૧ ના રાયચુરાભાઈ અને હમણાં આ સાલમાં મુસાફરીમાં અચાનક મળેલા રાયચુરાભાઇ વચ્ચે સ્હેજ એમના વાળમાં ફેરફાર શિવાય કશું મને નવીન ન દેખાયું.

દિવસમાં ત્રણ રંગ કરનાર આજના આપણા યુવકોએ ભાઇ રાયચુરા પાસેથી એ શીખવું આવશ્યક છે. આજે ૨૮-૨૯ વર્ષ થયાં પોતામાં કશો ફેરફાર ન પડવા દેવો તે એક મહાન સંયમની નિશાની છે.

રાયચુરાભાઇના દુશ્મનોની શોધ કરવા નિકળનારને પોતાની મહેનત માથે પડયા શિવાય કશું હાથ લાગે તેમ નથી.

બે મહાનુભાવો આપસઆપસના ઝઘડામાં હોય, બે કાર્યકરો આપસઆપસના ઝઘડામાં

હોય તે બંન્નેના મિત્ર તરીકે શોધ કરશો તો તુરત જણાઈ આવશે કે રાયચુરાભાઈને બન્ને સાથે સારો સંબંધ છે.

' શારદા ' જેવું માસિક એકજ ધારૂં વર્ષો થયાં ગુજરાતી સમાજ પાસે રજુ કરી તેમણે મહાન સેવા બજાવી છે. સ્વ. પઢીયાર કહેતા હતા કે જીવનની સફળતા સાચી મેળવવી હોય તો એકજ કામને વળગી રહો. ભાઇ રાયચુરા આ એકજ કામને વળગી રહ્યા અને એમણે જીવનની સફળતા મેળવી.

એક બે વખત મેં એમને સારાં નાટકો લખવા વિનંતી કરી હતી. એમણે એકજ જવાબ આપ્યો કે જ્યાં સુધી તમે અને હું, તમારાં પત્ની અને મારાં પત્ની, તમારા બાળકો અને મારાં બાળકો પોતે તખ્તા પર ઉતરી ન ભજવે ત્યાં સુધી ગમે તેવાં સારાં નાટકો લખાશે તો પણ તેની છાપ સમાજ પાસે પડવાની નથી. નાટકની ભાષા કરતા ભજવનાર પર એનો મોટો આધાર છે." આ કથન પાછળ એક સત્ય છુપાયું છે, તે એ કે એમને હસ્તે એવું કદી લખવા નહોતા માગતા કે જેથી સમાજને કશું નુકશાન થાય. અપ્રિયમાં અપ્રિય રાજવી હોય પણ એમણે સારૂં કામ કર્યું હોય તો એ સારા કામની પ્રસંશા કરતાં જરાપણ ડર્યા નથી.

સ્વ. કવિ બિહારી જે હાલના સૌરાષ્ટ્ર સરકારના ઘાસ ખરીદ ખાતાના અમલદાર શ્રીયુત ચંદુલાલ પટેલના પિતાશ્રી થાય, તેમની સાથેની વાતચીતમાં મેં એમને એક વખત પ્રશ્ન કર્યો કે 'હાલના કાઠિયાવાડના કવિઓ અને લેખકોમાં આપને કોણ ગમ્યા છે ? એમણે તરત જ જવાબ આપ્યો કે " એકધારૂં' જીવન જીવી રહેલ કવિ અને સાહિત્યકાર ભાઇ રાયચુરા મને સૌથી વધારે ગમ્યા છે. "

આજે ' શારદા 'નો ઉત્સવ નથી. ' શારદા ' અને રાયચુરાભાઇને જુદાં પાડી શકાય તેમ નથી. ' શારદા ' એટલે રાયચુરા અને રાયચુરા એટલે ' શારદા '. એ જ્યોતમાંથી પ્રગટ થયેલ અખંડ ' આનંદ '.

એક વર્ગની એ ફરીયાદ છે કે " રાયચુરાભાઇએ આપવુ જોઇએ એટલું સાહિત્ય આપણને આપ્યું નથી. " બહુ વિચારી વિચારીને સમાજ પાસે સાહિત્ય પીરસનારા બધા વર્ગને તપાસો. તેઓ પાનાઓની સંખ્યા કે ચોપડીઓના થોકડામાં માનતા નથી. તેઓ એની શુધ્ધતામાં માને છે. રાયચુરાભાઇ અમર નથી. શારદા અમર નથી. પણ શારદા પાછળ -રાયચુરાભાઇનો એકધારો ભેખ તો જરૂર અમર રહેશે.

જીવનને અનેક ક્ષેત્રોમાં વ્હેતું મુકવા માનવી સામે ભાઇ રાયચુરાભાઇ દીવાદાંડીની માફક સદા ઉભા છે. દરેક ક્ષેત્રોમાં માથું મારનારા જેટલા સમાજને ઉપયોગી થયા છે તેના કરતાં મારા નમ્રમત પ્રમાણે ભાઇ રાયચુરા સમાજને ઘણા ઉપયોગી થયા છે. એ એમના જેવાની દીવાદાંડી આજ અહીંથી તહીં ગોથા ખાઇ રહેલ યુવાનને બોધદાઇ અને પ્રેરણાદાઇ બનો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

## મુ. શ્રી. રાયચુરાભાઈ....મ્હારો એક અનુભવ

લેખક : શ્રી રમણિક ત્રિપતરાય દેસાઇ

'શારદા' માસિકના ગ્રાહકોને વાર્ષિક ભેટ પુસ્તક આપવાનું શરૂ કર્યું ત્યારે મુ. શ્રી. રાયચુરાભાઇ વડોદરામાં સ્થાયી રહેતા નહોતા.

વર્ષમાં બે ચાર વખત વડોદરે આવે અને 'લુહાણા મિત્ર' પ્રેસમાં મુકામ કરે.

આવે ત્યારે ચાર દિવસ જ રહેતા–તે વખત દરમ્યાન ભેટનું પુસ્તક તથા 'શારદા' નો ચાલુ અંક તૈયાર કરીને પરત જતા.

ભેટનું પુસ્તક તૈયાર કરવામાં મેં એમની સાથે કામ કરેલું તે વખતનો આ અનુભવ છે.

સવારે આઠેક વાગે અમો તૈયાર થઇને કામે બેસતા. એઓશ્રી મોંઢથી બોલતા જાય અને હું એ લખી લેતો. એમ કરતાં પાંચ સાત પાન લખાયાં હોય ત્યાં તો પ્રેસમાંથી માણુસ આવે: 'છાપવાની મેટર આપો.'

એટલે અમારૂં ચાલુ કામ બંધ કરીને માણુસને 'મેટર' આપીને એને વિદાય કરે અને 'હાં ! રમણિકભાઇ ! આપણે કયાં સુધી આવ્યા ? છેલ્લું વાંચો તો !'

અને હું લખેલું છેલ્લું વાક્ય વાંચું એટલે આગળ લખાવવા માંડે.

વળી દશ બાર પાનાં લખાય ત્યાં તો 'પોસ્ટ' આવે એટલે પાછું કામ બંધ.

'પોસ્ટ' વંચાઈ જાય પછી પાછું કામ શરૂ થાય. વળી પાંચ સાત પાનાં લખાઇ રહ્યાં હોય ત્યાં તો 'ભાઇ ! ન્હાવા ચાલો.'

ન્હાઇને પાછા આવે અને પાછું 'હાં ! આપણે કયાં છીએ ?' તે પ્રશ્ન કરે અને હું લખેલું છેલ્લુ વાકય વાંચું એટલે આગળ લખાવવાનું શરૂ થાય.

એ ચાલતું હોય ત્યાં કોઈ એમને મળવા આવે-તેની સાથે પાંચ સાત મીનીટ વાત કરે-વળી લખાવે-વળી પ્રેસમાંથી 'પ્રુફો' સુધારવાનાં આવે તે સુધારી આપે-વળી લખાવે-ને પછી જમવા જાય.

એમ સાધારણ રીતે અમોએ આઠ વાગે કામ શરૂ કર્યું હોય ત્યારથી તે બાર વાગે એ જમવા જાય તે દરમ્યાન પાંચ સાત વખત લખાવવાનું કામ બંધ થાય.

જેટલાં પાનાં લખાયાં હોય એ સઘળાં ફરીથી વાંચી ગયા વગર જ પ્રેસમાં કંપોઝ કરવા આપી દેવામાં આવતાં.

લખાણનું કામ આટઆટલી વખત વચમાં બંધ રાખવું પડે છતાંયે ત્રણ ચાર દિવસમાં પુસ્તક પૂરું થતું-પ્રુફ વંચાતાં અને છાપવાનું કામ પણ પૂરું થતું-પરંતુ વાંચનારને કોઈપણ ઠેકાણે એમ ન લાગે કે 'આ પુસ્તકમાં રસ ભંગ છે-અથવા તો અસંબંધ લખાણ છે.'

કહેવાની મતલબ કે શું શું લખાવવું છે એ પોતાના મગજમાં બહુ ચોકકસપણે નકકી કરી રાખેલું હોય અને લખાવતી વખતે એક પછી એક પ્રસંગ બરાબર લખાવે-અને છતાંયે કોઇ પણ મળવા આવે તેની સાથે-અથવા તો પ્રેસને અંગેના કામમાં પણ-બરાબર રીતે વ્યવસ્થા કરીને લખાણ ચાલુ કરે. તે વખતે મને માત્ર છેલ્લું વાકય પૂછે અને આગળ લખાવે.

એવી શક્તિ સ્વ. શ્રી. રાયચુરામાં છે.

# શારદા-લોકસાહિત્યનો ખજાનો

લેખક : શ્રી. ચંદુલાલ ફુલજીભાઈ વ્યાસ

પ્રભુના દશ અવતારો પછી જે સૌરાષ્ટ્રે ચાર ચાર અવતારો આપ્યા, હિંદને મુક્તિ અને જગતને શાંતિ આપનાર યુગપુરૂષ આપ્યા, વેદધર્મનો ઉધ્ધારક આપ્યો, આખાયે હિન્દના હરિજન ને દેશના દલિતોના સાચા બાપા આપ્યા, દેશને સાચા પત્રકારો આપ્યા, શાહ સોદાગરો, સંતો, ને વીર પુરૂષો આપ્યા અને વીરાંગના આપી તે જ સૌરાષ્ટ્રે માતા 'શારદા' આપી ગુજરાત ઉપર અનેક ઉપકારોમાં એક અણુમૂલ વધારો કર્યો છે.

સાહિત્ય જ્યારે માત્ર ગણ્યા ગાંઠ્યા માણસોનું જ હતું, આમ વર્ગને તેનો કંઈજ લાભ મળતો ન હોતો, એવા પચીશ વર્ષ પહેલાના યુગમાં શારદાએ અવતાર લીધો.

સાહિત્ય માટે લગભગ ઉદાસિન, પાઈપાઈની કાળજી રાખનાર, પોતાના ધંધામાંજ રચ્યા પચ્યા રહેનાર, અલી ને અલીનાં છોકરાં માટેજ જીવનાર ગુજરાતીઓ વચ્ચે પચીસ વર્ષની ઉજ્જવળ કારકીર્દી પૂરી કરે એ શારદા માટેજ નહિ પણ આખાય પત્રકારિત્વ માટે તેમજ આખાયે ગુજરાત માટે ગૌરવનો વિષય છે. અને તે જોઇ ગુજરાતી ભાષા જાણનાર દરેકને આનંદ સાથે સંતોષ થાય એ સ્વાભાવિક છે.

શારદાએ સાચા સોરઠી સાહિત્યની અગમ્ય-અગોચર-અપ્રાપ્ય ખાણો ખૂણે ખૂણેથી, ઝૂંપડે ઝૂંપડે અને નેસડે નેસડેથી ખોળી કાઢી તેમાંથી શુધ્ધ કાંચનસમ સાહિત્યનો ખજાનો જનતા સમક્ષ ધર્યો છે. તેમાં રહેલ શૌર્ય, સાહસ, વીરતા ને ખાનદાનીના પાઠોનું પ્રાણવાન સાહિત્ય આપણી આગળ મૂકી ગુજરાત અને ગુજરાતી ભાષા જાણતી પ્રજાની તેમજ ગુજરાતી સાહિત્યની અણમોલ સેવા બજાવી છે. અને તે માટે ગુજરાત 'શારદા'નું, તેના કુશળ અને સહૃદયી તંત્રીનું સદાયે ઋણી રહેશે.

સૌરાષ્ટ્રના વાવ ને કૂવા, નદીઓ ને ડુંગરા, પાળીયા ને ખાંભી એમ એકે એક જડ સાગતી વસ્તુમાં કંઇ કંઇ કથનીઓ, સાહસ કથાઓ, પ્રેમ કથાઓ, શૌર્ય કથાઓ, ચમત્કારો ભરેલા પડેલા. શારદાએ તે શોધી રજૂ કરી નૂતન યુગનું ઘડતર કરવામાં મહામૂલો ફાળો

આપ્યો છે. આ શોધખોળ ન થઇ હોત તો જેમ લાખો ફૂલડાં જંગલમાં ખીલી કરમાઈ ધુળમાં રગદોળાઇ જાય છે તેમ આ કંઠસ્થ, મેઢાં ખેઢાં કરે તેવું ચમત્કારિક સાહિત્ય, કોણ જાણે કયાંય રગદોળાઇ અલોપ થઈ જાત અને ગુજરાત આજે તેના વિહોણું રહેત.

દુહા, લોકગીતો, ભજનો, જેના તરફ મોટા સાહિત્યકારો ઘૃણા સેવતા તે દૂર કરી સભાઓમાં ને ડાયરાઓમાં, શહેરોમાં ને ગામડાંમાં, સાહિત્ય પરિષદોમાં ને મહાસભામાં, રાજમહેલમાં ને ઝૂંપડામાં, દુહા, લોકગીતો ને ભજનો રમતાં કરી જનતાને લોકસાહિત્યના અમૃત પાવાનું સાચું કામ કોઇ પણ જાતના વાદ કે વાડાથી અલિપ્ત રહી ફક્ત સાહિત્યો પાસનાનું જ કામ, શારદાએ કર્યું છે.

જનમમાં કોઇ દિવસ જેણે કલમ પકડી નથી કે પકડી ન હોત તેવાઓને પણ ' શારદા '-ના સૌજન્યે લખતા કર્યા છે. કેટલાક લેખકો તો એવાય હશે કે જેમને લખતાં યે નહિ આવડતું હશે, છતાં તેની પાસે અણમૂલ કંઠસ્થ સાહિત્યનો ભંડાર ભર્યો પડયો હશે. તેવાઓ પાસેથી પણ શારદાએ સાહિત્ય બહાર કઢાવ્યું છે.

પત્ર કાઢવું અને ગમે તેવા કપરા સંજોગોમાં પચીસ વર્ષ સુધી ચલાવવું અને તે પણ નિયમિત રીતે એ કેટલું કડણ કામ છે તે તો જેને રામબાણ વાગ્યાં હોય તે જાણે. આવું અખંડ ને એકધારૂં ચોકસાઇથી ને નિયમિત રીતે પત્ર કાઢવાનું કામ પચીસ વર્ષથી શ્રી. રાયચુરાભાઇએ પોતાની ધીકતી કમાણી ને વસવાટ છોડી સૌરાષ્ટ્રને સાગર કાંઠે બેસી, હાથમા લઇ પાર ઉતાર્યું તે જ અભિનંદનને પાત્ર છે,

એક પત્રથી આ કામ પૂરૂં ન થતું હોવાથી વિવિધ રસસામગ્રી આપવા સાહિત્યના જુનાં ને નવાં અનેક અંગોને પહોંચી વળવા હમણાં ' શારદા ' માસિક, ' આનંદ ' અઠવાડિક, અને બાલમાસિકોમાં અનેરી ભાત પાડતું ' કનૈયો ' માસિક એમ ત્રણ પત્ર શરૂ કર્યાં છે. આવા ગોવર્ધન ઉપાડવા સમ દુષ્કર કાર્યમાં પિતાને મદદ આપવા ભાઇશ્રી કૃષ્ણરાજે પોતાનો ચાલુ અભ્યાસ છોડી કોલેજની ઉજ્જવળ કારકીર્દીનો ત્યાગ કરી ટેકો આપવા માંડયો છે એ આનંદની વાત છે. ' શારદા 'ની આ ઉપાસનામાં અનેક સાક્ષરો, કવિઓ અને ચારણોનો સાથ છે. શ્રી. મેઘાણંદ ગઢવી, શ્રી, મેરૂભા, શ્રી. દુલાભાઇ કાગ વગેરે સરસ્વતી પુત્રો વગર શારદ ઉપાસના આટલી સમૃદ્ધ બનવી મુશ્કેલ હતી. એટલે શારદાના અભિનંદનનો ફાળો આ શારદાના પુત્રોને પણ મળે છે.

શિષ્ટ સાહિત્ય અને નિયમિતતા માટે શારદા અદ્વિતિય ને અજોડ છે અને રહેશે. પુત્ર કે પુત્રીથી સંતાડવું પડે એવું કોઇ લખાણુ લેખમાં તો શું પણ જાહેરાતમાં યે ન આવે તેની ચીવટ તેની શિષ્ટ ભાષા માટે હંમેશ જાગ્રત તંત્રીઓ અવશ્ય રાખે છે. તે માટે સારો લેખ કે હંમેશ પત્રકારને લલચાવનારી જાહેરાતની કમાણી જવા દેવા તેઓ ખુશીથી તત્પર રહે છે.

શારદા પૂજનનું આ ભગીરથ કાર્ય કરવા ' શારદા ' અને તેના પિતાપુત્રની કુશળ તંત્રી જોડલીને ઇશ્વર તંદુરસ્તી સાથે દીર્ઘાયુષ આપી ગુજરાત પર કૃપા કરે !

# શ્રી. રાયચુરા અને હું

( કેટલાંક સ્મરણો )

લેખક : શ્રી. મસ્તફકીર

ભાઈ રાયચુરા જોડે મને પ્રથમ પરિચય ક્યારે થયો તે બરાબર યાદ આવતું નથી. પણ એ હકીકત ચોક્કસ છે કે એકજ વખતના પરિચયથી અમે ગાઢ મિત્રો થઈ ગયા. સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસીના કુટુંબ જોડે મારા પિતાને સારો સંબંધ હતો, તેમજ રાયચુરાના પિતા જોડે સંબંધ હતો. હું ને રાયચુરા કદાચ મહાલક્ષ્મી–વિઠ્ઠલદાસ ઠાકરસીનાં માતુશ્રી નાથીબાઈ આગળ પ્રથમ મળ્યા હોઇએ અથવા ભુલેશ્વર કેથેડ્રલ સ્ટ્રીટમાં ડૉ. પોપટ પ્રભુરામના મકાનથી બે મકાન જેટલે છેટે, વૈદરાજ ત્રંબકલાલ જટાશંકરનું દવાખાનું હતું તેના વડીલ પુત્ર નરસિંહપ્રસાદને ત્યાં અમે મળ્યા હોઇએ.

નરસિંહપ્રસાદ ને મારા ઉપર સુડાવાળા મારા એક મામા કેશવલાલ પોપટભાઈની જબરજસ્ત અસર હતી. એમની પ્રેરણાથી મુંબઈ આવી મેં ને નરસિંહપ્રસાદે સત્યશોધક મંડળ નામનું મંડળ કાઢ્યું હતું ત્રંબકલાલભાઇના દવાખાનાવાળા માળામાં ત્રીજે માળે એક જુદી રૂમ નરસિંહપ્રસાદની હતી, ત્યાં દર રવિવારે પાછલા પહોરે અમે, બેઆ મળતાં સાહિત્યની ચર્ચા કરતા. હું એ જમાનામાં તાજું બહાર પડેલું ' ઇન્દુકુમાર ' વાંચી સંભળાવતો અને રાયચુરા પણ પોતે કંઇ નવા રાસ કે ગરબા મીઠા અવાજે વાંચી સંભળાવતા.

હું, નરસિંહપ્રસાદ, અને રાયચુરા પુષ્કળ ધમાલીઆ હતા. અમારી નાની એક ઓરડીમાં ભાષણો કરવાની પ્રેક્ટીસ કરતા. અમારો સભાક્ષોભ સાવ ઓસરી ગયો હતો. ગોકુળદાસ તેજપાળ હાઇસ્કુલના એક વાઇસ પ્રિન્સીપાલ અમારા ઓળખીતા હોવાથી દર રવિવારે અમે ત્યાં જ સભાઓ ભરતા અને કાળા બોર્ડ પર જાહેરાત કરતા હોવાથી હાજરી પણ પુષ્કળ થતી.

અમારાં બેઉ મંડળો બહુ જ આગળ વધ્યાં હતાં. પણ પેલા પારસીઓ કહે છે તેમ,

" અતિ હુંશિયારી મહા પાપમ્ " એવી હુંશિયારી કરતાં અમે જાણીતા સાક્ષર શ્રી કૃષ્ણલાલ ઝવેરી કાકાનો સખત ઠપકો ખાધો હતો.

કૃષ્ણલાલ કાકાના પ્રમુખપણા નીચે સભા ભરી હતી. ભૂલથી સમય ચાર વાગ્યાનો આપેલો ને કાકાને ત્રણ વાગ્યાનું કહેવડાવ્યું હતું. કૃષ્ણલાલ કાકાના ઠપકાથી બચવા માટે અમે ઘડીઆળના કાંટામાં હેરફેર કર્યો હતો. પણ કાકાએ પ્રાસ્તાવિક વિવેચનમાં અમારી ચાલબાજી ઉઘાડી પાડી મને ઉધડો લીધો હતો. એક બે વિદ્વાનો સમાજવાદી હતા તેમણે અમારો બચાવ કરતાં કહ્યું કે, " છોકરા લોક બહુ ઉત્સાહી હૈ જરા ગલતી હો ગઈ." એટલે કાકા શાંત પડયા. અને એમનાં પણ ભવાં ચઢી જાય એવાં ભાષણો અમે બેઉ જણાએ કર્યાં.

એ વખતમાં સેંડહર્સ્ટ રોડ પર ગોખલેજીના " સર્વન્ટસ ઓફ ઇંડિયા " સોસાયટીનું મુબઇની શાખાનું મકાન તાજું બંધાયું હતું. તેમાં તે વખતે મી. દેવધર ઠક્કર બાપા, એન. એમ. જોશી અને ચીતલીઆ કામ કરતા હતા. મુંબઇની પ્રજાનું લક્ષ ખેંચવા માટે દેવધર અને જોશીએ " સોશીઅલ સરવીસ લીગ " કાઢી હતી. તેના તરફથી હોળીના દિવસોમાં લોકો તોફાન ન કરે, જુગાર ન રમે એ માટે પ્રચારસભા ગોઠવવામાં આવતી અને એ જમાનામાં દરેક જાણીતા યુવાન વકતા મુનશી, વિભાકર અને ચંદ્રશંકર પંડયા આદિ દેવધર અને એન. એમ. જોશીને મદદ કરતા હતા. પણ એ મોટા વકતાઓ, મુંબઇના ભુલેશ્વર, કાલબાદેવી, કોટ, ગીરગાંવ એવા ઉજળીયાત વર્ગમાં ભાષણ કરવા તૈયાર થતા. જ્યારે ભંગી વર્ગમાં ને મથાડપાખડીના ઢેઢવાડામાં હું ને રાયચુરા સિવાય બીજા વકતા તૈયાર થતા નહિ. એટલે અમે બે જણા દેવધર જોશી અને ઠક્કર બાપાના માનિતા થઇ પડયા હતા. અમારી દરેક સભામાં દેવધર અને ઠક્કર બાપા વખતોવખત હાજરી આપતા.

ઢેઢવાડામાં કેમ બોલવું તેની અમને પહેલાં ખબર પડતી નહિ એટલે અમે બધી વિદ્વતા ઠાલવી દેતા. પણ પછી ઠક્કર બાપાના એક ભાઇ પાસેથી એ કળા અમે શીખી ગયા. તેના જેવા થઇ એમના જીવન સાથે ઓતપ્રોત થઇ અમે વાત કરતા. અને એથી એની ગરીબો ઉપર ઘણી સરસ અસર થતી. કાલબાદેવી કે નરનારાયણની સભામાં, ઉજળીઆતોની સભામાં અમે ભાષણ કરવા કરતાં તાળીઓ પડાવવા માટે વધારે પ્રયત્ન કરતા. નરનારાયણના મંદિરમાં ગમેતેટલી વિદ્વતા બતાવતાં કંઇ અસર ન થાય પણ ત્યાં-જાદવજી મહારાજનું નામ લેતાં જ તાળીઓ પડતી.

અમારી વક્તૃત્વ શક્તિ પર દેવધર અને જોશી ખૂબ ખુશ હતા અને અમારા તરફ ખાસ મમતા રાખતા. પાછળથી રાયચુરા એમના પ્રવચનમાં રાસ જોડતા અને હું હાસ્ય મેળવતો. એટલે અમારાં પ્રવચનો વધુ લોકપ્રિય થતાં. ચંદ્રશંકર અને વિભાકર આ અમારી સિદ્ધિ જોઇ છક્ક થઇ જતા. રાયચુરા મને સર ફિરોજશા મ્હેતા કહેતા.

રાયચુરાને ઘેર પણ હું અવારનવાર જતો. એ રાસ કે ગીત લલકાર્યા કરે, એટલે હું ખીજાતો પણ એમને રાસ અને ગીત રચવામાં એટલી પ્રેકટીસ હતી કે ગુજરાતી કવિઓમાં શ્રી. રાયચુરાએ જ સહુથી પહેલી મહાન તપસ્વી ગાંધીજીની આખી પ્રશસ્તિ ગાઇ હતી.

એ પછી તો રાયચુરાભાઇ મુંબઇના શેરબજારમાં ઘૂસ્યા ને જાહેરજીવનમાં આગળ વધવા માંડયા અને વિલેપાર્લેમાં અડ્ડો જમાવ્યો. પણ જાહેરમાં બોલવાનો કોઇ પ્રસંગ હોય ત્યારે એ મહત્વના પ્રસંગમાં મને આમંત્રણ આપવાનું કદિ પણ ચૂકતા નહિ. આજની પાર્લાની ગોકળીબાઇ હાઇસ્કુલ જે જમાનામાં સ્ટેશનની સામે વનરાવનની ચાલમાં બે ઓરડામા બેસતી હતી, એ વખતે બહારની વ્યક્તિ તરીકે મેં પણ ભાષણ કર્યું હતું અને પ્રમુખસ્થાને પુનાવાળા પ્રોફેસર ત્રિવેદી આવ્યા હતા. એ તો મારી રમૂજથી આફ્રીન થઇ ગયા હતા.

પછી તો હું પણ વિલેપારલેનો નિવાસી બન્યો. રાયચુરા અને તેમના મિત્ર ભાઇદાસભાઇ ભુતાએ મને પહેલેથી અગ્રગણ્ય શહેરી તરીકે વધાવી લીધો. પછી 'શારદા' માસિકમાં થોડા લેખો મેં લખ્યા હતા. એ પછી અમારી દિશા બદલાઇ. શ્રી. રાયચુરા લોકસાહિત્ય તરફ વળ્યા અને હું પત્રકારિત્વમાં જોડાયો.

# Mr. Gokuldas D. Raichura

AND

# SHARDA

By, Prof. S. S Joshi M A Baroda College, Baroda

Mr Raichura G D was born in 1890 and was educated at Bombay He joined a European firm – E D Sasson – as an Accountant He was, then, the only Gujarati officer on the staff of the firm He served there for 10 years

Leaving the firm Mr Raichura joined the Home Rule League in 1916 He came in close contact with M A Jinnah, K M Munshi and other statesmen A nationalist at heart a statesman in appearance, Mr Raichura kept up, for some time, his association with the H R League

Mr. Raichura was a member of the Theosophical Society founded by Dr Annie Besant He is very modest, God-fearing man kind to mankind He knows the spiritual meanings in his life Persuade him there is no God, no basic sense in life that he came from no where and has no aim and something vital has vanished from his soul He may exist, but not quite live In his attitude towards others, he is always consistent without even a smack of communal canker.

His association with Mahatma Gandhiji whom he joined in 1920 His spirit of nationalism found a fostering father under whose benign influence he grew His philosophy of life had undergone a material change He believed in the principal of simplicity in life-in thought, deed and dress unflinching faith in Truth Honesty and Non-violence- His is a compromising attitude promoting good of humanity as its ultimate aim. Absence of narrow vision, presence of broad common sense and a pure motive of social service to man and thence to God—this is the doctrine of his life

Among the few top-ranking writers in Gujarat, Mr. Raichura holds an honourable rank and status He is a first rate novelist His master pieces are. (a) Lakheshari (b) Snehpurna His Rasmandir and Koochgito show the stamp of a true genius, possessed of rare poetic vison and vigour. His short stories — Raichurani Rasilee Vartao — are found in every literary household in Gujarat. His rerearch in Folklore which enjoys interprovincial reputation is a speciality of his — a literary activity that was so highly appreciated by BAPUJI.

As an orator, Mr Raichura holds a high reputation He is a great platform speaker. His easy, natural, fluent delivery of speech, in a style bewitching his hearers, is classical—simple interesting and yet not wanting the atomic energy. He knows the art of entertaning and controlling his audience under circumstances when they get off their mental equilibrium, when a storm breaks, wild wind howls, electric current fails and consequently loud-speakers are dumb and spectators begin to speack loudly

While continuing his active, indefatigable interest in 'SHARDA' Mr. Raichura has been training his son with the object of shouldering the heavy responcibility of keeping the sacred torch of 'Sharda' going ahead. Unpacking all the experiences of his life as a guide to his son, whom he would advise—

1 Be true to yourself and never see ill in others,

2 Give your ears to all, but do not hear ill of others,

3 Take each man's "censure" but should not speak ill of others

This is a pure practical worldly wisdom sung by the Sire to Son whom we wish unalloyed success Let them sing the song of Love's glory and carry its sweet melody to all who talk and shout and make noisy platform sound.

May SHARDA live,
O ANAND, may you too live
May KANAIYO live
O RAICHURAS, may you two live.

## Sharda

While at Rajkot Mr. Raichura published 'Sharda' in 1924, working singlehanded From 1925 to the present day Sharda has been printed at Baroda Up to 1941 it was printed in Lohana Press but in 1941, Mr.

Raichura had his own Press—Shri Raichura Golden Jubilee Printing works—This was when Mr. Raichura had finished the first half century of his life

'Sharda' has a very wide circulation and publicity. It is being read with interest all over the globe save U S.

Its objects and aims are.

i Literary and cultural — Research work in Folklore of Saurastra by Mr. Raichura is its capital feature.

ii Social—upliftment of oppressed classes—Rajputs, Rabaris, Kathis, Ahirs etc. Mahatma Gandhiji has very warmly praised this aspect of 'Sharda'

iii It is not a political paper.

Literary contributors—Mahatma Gandhiji was foremost in this list. He was followed by prominent writers — Kakasaheb, K. M. Munshi, Ramanlal Vasantlal Desai, Dhumketu and others.

"Sharda" has been rendering great service to sports by publishing sporting news principally from the masterly pen of Mr. Vijay Merchant-India's test captain who has been sending his contributions for last fifteen years. Occasionally humbler contributions from the writer were also enthusiastically welcome.

# સાહિત્યનો જોગી જીવો જી સદા

લેખક : શ્રી. મનુભાઇ ત્રિવેદી બી. એ. એલએલ. બી.

ઝીણે ચંદરવે વ્યોમ
ભીની છંટાણી ભોમ રે
સ્વાગતના બોલ્યા હૈયે મોરલા.

આવ્યો એવે ધીમે પાય
શિષ્ટ સાહિત્યનો રાય રે
દીનનો એ દીન તોયે છે ભલા.

આવ્યો શારદનો દુત
આવ્યો યોગી અદ્‌ભુત રે
ન્યાળ્યો નયને ને અંતર કોળિયું.

તેણે લીધો છે ભેખ
તેણે જગવ્યો અહાલેક રે
શારદની કુંજે: હૈયું હેરિયું.

દીઠાં નેણે ધર્મબાણ,
દીઠાં વેણે જ્ઞાનભાણ રે
હૈયે હસતા મેં દીઠા રામને.

તોડી દુનિયાની પ્રીત
તોય જાળવે જગરીત રે
સ્થિતિએ પહોંચેલો ઉચ્ચ ધામને.

તેણે ચિંતવિયું રૂપ
તેની પૂજા અનુપ રે
મૂર્તિમંત કીધી માતા શારદા.

તેને જોઇ નૈનાં ધન્ય
તે તો થવાનો અમર્ત્ય રે
સાહિત્યનો જોગી જીવો જી સદા.

# માનાંજલિ

લેખકઃ શ્રી ગંગાશંકર બલદેવશંકર પંડયા બી. એ. ઓનર્સ લંડન, એમ. એ. (અહમદાબાદ)
રજીસ્ટ્રાર : મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ઓફ બરોડા.

ગુજરાતી ભાષામેં 'શારદા' માસિક ને એક વિશેષ સ્થાન પ્રાપ્ત કિયા હૈ. ભાષા ઔર શૈલી કે હિસાબ સે શ્રી. ગોકુલદાસ રાયચુરા કે વ્યકિતત્વ કી છાપ ઉસ પર પડે યહ સ્વાભાવિક હૈ. સાથ હી સાથ વિષયોં કે ચુનાવ મેં ભી ઉસે રાયચુરાજી કી હી કૃતિ માનના ઠીક હોગા. કિસી ભી લેખક કો લિખને કા આહ્વાન મિલે ફિર બાદ મેં લેખક અપની લેખની ઉઠાતે વકત સમ્પાદક કે ઓજસ્વી વ્યકિતત્વ કો સામને હી દેખતા હૈ. રાયચુરાજી સે એકબાર પહચાન હુઇ ઉસકે બાદ શાયદ વહ આત્મીયતા મેં પરિણત ન હો પરંતુ ઉન્હેં હમ એક ચિર–પરિચિત બંધુ કી શ્રેણી મેં હી રકખેંગે.

ઉનેકે મિત્ર કી હૈસિયત સે, પડોસી કે નાતે અથવા ઉનકે સાહિત્ય કે વાચક કી હી દૃષ્ટિકોણ સે મૈં દો–ચાર શબ્દોં મેં ગુણાનુવાદ કૈસે કરૂં ? શબ્દ પ્રાયઃ મસ્તિષ્ક કી હી ઉપજ હૈ ભાવોં કા ઉદ્ભવસ્થાન હૃદય હૈ. રાયચુરાજી કો સચ્ચા સાહિત્યક મૈ કયોં માનતા હુ ઇસે ખુદ હી સમજાના પડેગા. પુરાને જમાને સે આજકાલ સાહિત્યિક કા એક સનાતન ગુણ મુઝે હંમેશા આકર્ષિત કરતા રહા હૈ. વહ હૈ ભાવના કે અનુરૂપ જીવન કો ઢાલના. કિતને હી સાહિત્ય કે કીડે જીવન મેં આનંદ સે વંચિત રહતે હૈં. ઉનકે જીવન મેં અસહિષ્ણુતા, મત્સર ઇત્યાદિ અવગુણ ઉનકે જીવન કે ભાર રૂપ બના દેતે હૈ. પરંતુ એક શાસ્વત સાહિત્યિક અપને વિચારો કે અનુરૂપ ચલતા હૈ ઔર અગર ચલ નહીં સકતા તો કમ સે કમ દુસરે કો રાસ્ના દિખાતા હૈ.

શ્રી રાયચુરાજી તીન સામયિક પત્રિકાએં નિકાલતે હૈં. કન્હૈયા મેં ઉનકે જીવન મેં બચ્ચોં કે પ્રતિ વાત્સલ્ય કી પુષ્ટિ મિલતી હૈ. જિસ ખુલે દિલ સે વે પડોસી, મિત્ર યા અનજાન કે બચ્ચે કો અનાયાસ પ્યાર કરને લગતે હૈં ઉસી પ્રકાર કન્હૈયા મેં ઉનકા બાલ-ગોપાલ કે પ્રતિ પક્ષપાત રહિત પ્યાર સબ બાલકોં કે લિયે પરોસા કરતે હૈં. ચીજ છોટી હૈ, મોહક હૈ. સમ્પાદક કા હૃદય કિતના વિશાલ ઔર બાલ-પ્રેમ મે ઓતપ્રોત હૈ ઇસકા "કન્હૈયા" પરિચાયક હૈ.

ફિર ઉનકા ' આનન્દ ' તો યુવાઓં કી મસ્તી કા પોષક હૈ. મહીને મેં ચાર બાર વહ સજધજકર નએ નએ રૂપ ધારણ કર હમારે પાસ આતા હૈ. ઉસકો દેખકર એકાએક બિહારી કા દોહા યાદ આતા હૈ:

છુટી ન સિસુતા કી ઝલક, ઉમગ્યો યૌવન આઇ ।
દીપત દીપ દુહૂન મિલિ, દુહિન તાહતા રંગ ॥

ઇસ આનન્દ કે ભીતર વિવેક હૈ, મસ્તી હૈ, નવીનતા હૈ ઔર સાથ હી સાથ સહૃદયતા હૈ. યે સભી ગુણ સંપાદક કે જીવનમેં સે ' આનન્દ ' મેં પ્રતિબિમ્બિત હોતે હૈં.

રહી ઉનકી ' શારદા '. વહ ઉનકી ૨૫ વેં વર્ષ કો પ્રાપ્ત હુઇ સરસ્વતી કા પ્રસાદ સ્વરૂપ વિખ્યાત યશ પતાકા હૈ. ૨૫ વર્ષ મેં ઉસમેં વિવિધતા, પ્રૌઢત્વ ઔર નવભાવનાઓં કી પુષ્ટિ હોતી હૈ. રાયચુરાજીને ઇસે સજાને-સંવારને મેં કાફી પરિશ્રમ ઉઠાયા હૈ. ઇસી કારણ મે આજ વહ સમ્પાદક કે વ્યક્તિત્વ કા પરિચય હૈ. રાયચુરાજી ઓ કો શારદા-રૂપ મેં હી દેખતે હૈ.

' શારદા ' કા ૨૫ વર્ષ કા ઇતિહાસ એક પૂર્વભૂમિકા હી હૈ. આગે વહ બહુત કરેગી કારણ ઇસકે ભીતર પ્રગતિ ઔર પરિવર્તન કે અંકુર હમેશા હી દેખે ગએ હૈ. સમ્પાદક કો ' શારદા ' કો નએ રૂપ મેં ઢાલને કે કામ મેં શ્રી. કૃષ્ણુરાજજી કા સહયોગ મિલા હૈ. રજત જયન્તી કે બાદ સ્વર્ણજયન્તી યા હીરક મહોત્સવ કે અવસર કે ઇસકે રૂપ કો દેખને કી હમેં અભીસે દૃઢ આશા હૈ. સાથ હી સાથ શ્રી ગોકુલદાસ રાયચુરાજી કી શતાબ્દી દેખને કો હમેં મિલે ઐસી હમારી શુભ ભાવના હૈ. ઇચ્છાશક્તિ સબ શક્તિયોં પર વિજય પ્રાપ્ત કરતી હૈ ઔર હમારી યહ તીવ્ર ઇચ્છા ભી સર્વ શક્તિમાન હો યહી હમારી પ્રભુસે પ્રાર્થના હૈ.

# શ્રી ગોકુલદાસ રાયચુરા વ 'શારદા' માસિક

લેખક : પ્રો. સદાશિવ વિનાયક દેશપાંડે એમ એ.
બડોદા કોલેજ, બડોદે.

આડોદ્યાંતીલ ' શારદા ' માસિકાલા પંચવીસ વર્ષે પુરીં હોઉન રજતમહોત્સવ સાજરા કરણ્યાચા શુભ યોગ આલા હ્યા બદ્દલ ત્યા માસિકાચ્યા સંપાદકાના આનંદ વાટત અસલ્યાસ તો યોગ્યચ આહે. કારણ નિયતકાલિકાચ્યા ધંધ્યાંત સતત પંચવીસ વર્ષે યશ લાભણેં અત્યંત દુષ્કર આહે. અમેં ફળ મિળાવયાસ પુણ્ય હિ તસેચ લાગતેં વ તપશ્ચર્યાહિ પ્રખર અસાવી લાગતે. તશા પ્રકારચી પુણ્યાઈ વ તશા પ્રકારચેં તપ શ્રી. રાયચુરા હ્યાંચે ઠિકાણી આહે મ્હણૂનચ આજ ત્યાંચા ' શારદા ' માસિકાચા રજત–મહોત્સ પાહણ્યાચે ભાગ્ય ત્યાંના લાભત આહે. સ્વતઃચ્યા આયુષ્યાચી પહેલી પન્નાશી સંપલી તેવ્હાં ત્યા નિમિત્ત સુવર્ણ મહોત્સવ સાજરા ઝાલેલા ત્યાંની અનુભવિલા. આજ કન્યે પ્રમાણેં લાલન કેલેલ્યા ' શારદા ' ચા પચવિશીચા રજતમહોત્સવ તે પહાત આહેત, અસેં દુહેરી ભાગ્ય લાભણારે ફારચ વિરલા. જગાંત દુર્મિળતે મુળેં વસ્તૂચેં મોલ વાઢતેં. સામાન્યતઃ દુર્મિળ અસણારા આનંદ મિળાલા મ્હણજે ત્યાચી કિંમત હિ વિશેષ વાટતે. શ્રી. રાયચુરા હ્યાંનાહિ આજ અમેંચ ધન્ય વાટલ્યાસ નવલ કાય ?

શ્રી. રાયચુરા હે સંસ્કારી ગૃહસ્થ આહેત. તે સ્વત : વાઙ્મયનિર્માતે આહેત. પ્રેમળ વ રસિક સાહિત્યિક આહેત. ત્યાંચા વ્યવસાય વાઙ્મયીન આહે પણ વૃત્તિ ધાર્મિક આહે. વિચારાનેં તે થિઓસોફિસ્ટ આહેત, આચારાને તે ' લોકસેવક ' આહેત. સ્વતઃના તે જનતેચા ' દાસાનુદાસ ' મ્હણવિતાત. હયા ત્યાંચ્યા દાસ્યભક્તિનેં ત્યાંની લોકાંના આત્મસાત્ કેલે આહે. લોક ત્યાંના વશ આહેત. પ્રેમબંધનાચેં સામર્થ્ય ઇતર સર્વ બંધનાપેક્ષાં અધિક અસતેં હેં ત્યાંની ઓળખલેં આહે મ્હણૂનચ સર્વાંવર સારખેં પ્રેમ કરૂન સર્વાંના સારખેંચ આપલેસેં કરણ્યાચેં શ્રેય ત્યાંના લાભલેં આહે.

શ્રી. રાયચુરા હયાંનીં બૃહત્કથા લિહિલ્યા, કાવ્યેં રચિલીં, ગોષ્ટી સાંગિતલ્યા, ગ્રંથ પ્રકાશનેં કેલી, પણ ત્યા સર્વાંતહિ ત્યાંચે નાંવ વિશેષ ગાજલેં તેં ત્યાંચ્યા જાનપદવાઙ્મયામુળે.

નાગરસંસ્કૃતીંત વાઢલેલ્યા વ ઇંગ્રેજી વાઙ્મયાનેં દિપૂન ગેલેલ્યા સુશિક્ષિત વાચકાલા સ્વતઃચ્યા બહુજનસમાજ્યા વાઙ્મયાશીં તોંડ ઓળખહિ કરૂન ઘ્યાવીશી વાટત નસે. પરંતુ હયા શિક્ષિતાંચેં લક્ષ્ય ત્યાંચ્યા જીવનાકડે વ ત્યાંચ્યા કાર્યાકડે વેધૂન ઘેણ્યાચેં કાર્ય હેં જાનપદ વાઙ્મય કરૂં શકતેં. શ્રી. રાયચુરા હયાંચી લોકગીતેં વ ત્યાંચ્યા લોકકથા બહુજનસમાજાચેં અંતરંગચ પ્રકટ કરતાત, ત્યા નિમિત્તાને પરિચિત પ્રવેશ કેલ્યાવર શ્રી. રાયચુરા હે ત્યા સમાજાશી આતાં એકજીવચ ઝાલેં આહેત. ' શારદા ' માસિકાનેં ત્યા લોકાંચે જીવન ચિત્રિત કરૂન પ્રકાશાંત આણણ્યાચેં કાર્ય અંગિકારિલેં વ અવિરત ચાલવિલેં. હયા ત્યાંચ્યા લોકસેવેલા પરમપૂજ્ય સ્વર્ગસ્થ બાપૂજીંચા આશીર્વાદ હોતા. ઇતર અનેક લોકાગ્રણીંની વ સાહિત્યિકાંની ત્યા બદ્દલ ત્યાચેં કલ્યાણ ચિંતિલે. આજ ' શારદા ' ચા સંસાર વ્યાપક ઝાલા અસૂન દર આઠવડ્યાસ ' આનંદ ' દેણ્યાચેં કાર્યંતી કરિત અસતે વ તિચા ' કનૈયો ' મુલાંના વાચાવયાસ શિકવિતો.

શ્રી. રાયચુરા હયાંચી હી બહુવિધ વાઙ્મયસેવા ગુજરાતી જનતેસ માન્ય વ પ્રિય આહે. મ્હણૂનચ સાર્યા ભરતખંડાંતચ નવ્હેતર ત્યા બાહેરહિ તિચા પ્રસાર હોત આહે વ તિચી લોકપ્રિયતાહિ વાઢત આહે.

શ્રી. રાયચુરા હયાંચી ભાષણ પદ્ધતિ સોજ્જ્વલ પણ સૌમ્ય આહે. ત્યાંચ્યા બોલણ્યાંત પ્રખરતા કધીંચ નસતે પણ સ્પષ્ટતા વ માધુર્ય હયાંચા ઉત્કર્ષ માન વિશેષ અસતો. ત્યાંતહિ ત્યાંચેં સંસ્કારી મન ત્યાંચ્યા બાલેવર વ વિચારા વર સંસ્કાર કેલ્યા વિના રહાત નાહીં. ત્યામુળેં ઐકણારાલા વિશુધ્ધિચા આસ્વાદ મિળતો.

શ્રી. રાયચુરા હયાંના મરાઠીભાષિકાં વિષયીં આપુલકી આહે. વ મરાઠી વાઙ્મયાચી આવડ આહે. તે મરાઠી વાઙ્મય પરિષદાંના જાતીનેં હજર રાહતીલ, ચર્ચેંત ભાગ ઘેતીલ, મરાઠી શ્રોત્યાંનાહિ આપલ્યા ગોડ વાણીનેં જિંકતીલ વ ગુજરાતી વાઙ્મયાંતીલ ચાર ગોષ્ટી ઐકવિતીલ. મરાઠી ભાષેંતુન વ્યાખ્યાન કરણ્યાચી ત્યાના ઇચ્છા આહે વ ત્યા સાઠી ત્યાંચે સધ્યાં પ્રયત્નહિ ચાલૂ આહેત. ત્યાંચ્યા ઇતર પ્રયત્નાલા આજ વર યશ મિળાલેં તસેંચ હયા પ્રયત્નાલાહિ નિશ્ચિત મિળેલ.

એકમેકાંશીં સંલગ્ન અસણાર્યા દોન પ્રાંતિક ભાષાંચેં વાઙ્મયસંમીલન વ્હાવેં, ત્યાંચ્યા ગાંઠીભેટી વ્હાવ્યાત, ત્યાંચ્યા ઓળખી વાઢાવ્યાત વ ત્યાંચીં મનેં એકમેકાંના કળાવીંત મ્હણૂન ત્યાંનીં ' શારદા ' માસિકાચે ' મહાષ્ટ્ર અંક ' કાઢલે વ મરાઠી લેખકાંના ગુજરાતીતૂન લિહીણ્યાસ પ્રવૃત્ત કેલેં, તસેંચ ' પ્રોફેસર અંક ' કાઢૂન અનેક તરુ લોકાંચે વિચાર બહુજન સમાજા પાવેતોં નેઊન પોહોંચવિલે. ' શારદા ' માસિકાચી હી વિશેષ કામગીરી આહે.

વાઙ્મયાચ્યા આજચ્યા યુગાંત ' શારદા ' ચેં કાર્યક્ષેત્ર વાઢતચ જાઇલ. શ્રી. રાયચુરા સારખે શુચિર્મૂત ' તંત્રી ' તિલા લાભલે આહેત તોંવર તિચ્યા પ્રસન્નતેંત કુઠેહિ ઉણેપણા ભાસણાર નાહીં. રસિકાંચ્યા આનંદાંત અશીચ સદૈવ ભર પડત જાવી અસેંચ આમ્હી ઇચ્છિતોં વ શ્રી. રાયચુરા વ ' શારદા ' હયાંના દીર્ઘાયુષ્ય ચિંતિતો.

# લોકસાહિત્યનો જયજયકાર

લેખક : શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

'શારદા'ની રજતજયંતિ એ એક રીતે લોકસાહિત્યનો જયજયકાર છે. 'શારદા'ની સ્થાપના લોકસાહિત્યના પ્રચાર માટે, અને ગુજરાતની જનતાની નજરમાં, ગુજરાત અને કાઠિયાવાડની ગ્રામ્ય જનતાના કંઠમાં વસેલી વિપુલ સાહિત્ય સમૃદ્ધિને, લાવવા માટે કરવામાં આવી હતી. 'શારદા'એ એના પચ્ચીસ ઉપર વર્ષોના જીવનકાળ દરમ્યાન, એ સાહિત્યને ઠીક ઠીક પ્રમાણમાં ગુજરાત સમક્ષ રજૂ કર્યું છે એટલું જ નહિ, જનતાની ઉર્મિઓને વાચા આપતું કેટલું વિપુલ સાહિત્ય આપણા ગ્રામ્ય અને અભણ લેખાતા માનવીઓના સમાજમાં સંગ્રહાએલું પડયું છે એની પણ એણે બરાબર પ્રતીતિ કરાવી આપી છે.

અંગ્રેજી કેળવણીને પ્રતાપે આજે ભણેલા અને અભણના વર્ગભેદો એવા પડી ગયા છે કે અંગ્રેજી બોલી લખી શકે એ ભણેલો; બીજું કાંઈ લખી વાંચી શકે એ ભણેલો પરંતુ કલમથી અક્ષર ન પાડી શકે એ અભણ. અક્ષરજ્ઞાન એ આવશ્યક તત્વ છે પરંતુ અક્ષરજ્ઞાનથી વંચિત પરંતુ બીજી રીતે જ્ઞાન ધરાવનારને અભણની કોટિમાં મૂકવામાં આવે એમાં ઔચિત્ય રહેલું નથી.



શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

કારણ કે, અક્ષરજ્ઞાનથી વંચિત એવા વર્ગ પાસે પણ જ્ઞાનની સમૃદ્ધિ ભરેલી છે, જ્ઞાનના ભંડાર ભરેલા છે. આપણા લોકસાહિત્યની જે સમૃધ્ધિ, ગુજરાત અને કાઠિયાવાડની ગ્રામ્ય જનતામાં વગી રહેલાં અભણ લેખાતાં આવાં માનવીઓમાં ભરી પડી છે. એમના

કંઠમાં આ સાહિત્ય વસેલું છે અને એ કંઠમાંથી જ્યારે વાણી નીકળવા માંડે છે ત્યારે જાણે સાક્ષાત સરસ્વતી અવતાર ધારણ કરી રહેલી હોય એમ લાગે છે. આવા વર્ગને અભણ કેમ કહી શકાય ?

'શારદા' એ લોકસાહિત્યના આ વહેણને પકડી પાડયું અને શ્રી. રાયચુરાએ, ગામડાંઓમાં ભમી ચારણો અને બીજાં વૃદ્ધજનોના કંઠદ્વારા જળવાઇ રહેલી જનહૃદયની સારી ઉર્મિઓને બરાબર પિછાની લીધી. એ ઉર્મિઓને અક્ષરબદ્ધ કરવાની પ્રવૃત્તિ તેમણે આરંભી દીધી અને એ પ્રવૃત્તિમાંથી સાહિત્ય પ્રકાશન પામ્યું. એ સાહિત્ય લોકસાહિત્યના નામે આજે સર્વત્ર પંકાઇ રહ્યું છે.

પણ શ્રી. રાયચુરા એકલાજ આ દિશામાં કામ કરનારા રહ્યા નહિ એ વધારે સુખદ વાત. શ્રી. ઝવેરચંદભાઇ મેઘાણીનું પણ સાહિત્યની આ ગુપ્ત સમૃદ્ધિ પર ધ્યાન પડયું અને તેમણે આવી સમૃદ્ધિના ભંડાર સમા માનવીઓની ખોજ આરંભી. એ ખોજમાંથી તેમને સાચેજ રત્ન લાધ્યાં અને સૌરાષ્ટ્રની લોકસાહિત્યની સરવાણીઓ તેમણે વહાવી દીધી. એ સરવાણીઓને ભટકી ભટકી અને અપાર પરિશ્રમ વેઠીને સ્વ. શ્રી. મેઘાણીભાઇએ બહાર આણી અને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું.

આ સાહિત્ય પ્રત્યે ભલે ચોકકસ વર્ગ સુગ ધરાવતો હોય, જનતા એ સાહિત્ય પ્રત્યે અનેરો ઉમળકો ધરાવે છે એ વાત ખુલ્લી છે. વર્ષો પહેલાં જ્યારે શ્રી. રાયચુરાભાઇ લોકસાહિત્યના દાયરાઓ ભરતા ત્યારે, હજારો પ્રેક્ષકો મંત્રમુગ્ધભાવે એમની લોકસાહિત્યની વાનગીઓ સાંભળી રહેતા. ફરી ફરીને એકની એક વાત તેમને કંઠે સાંભળતાં પણ કોઇને કંટાળો આવતો નહિ. મુંબાઇમાં રાયચુરાભાઇ લોકસાહિત્ય દ્વારા અનેરૂં આકર્ષણ વર્ષો સુધી એકધારૂં જાળવી રાખતા. એ શ્રી. રાયચુરાભાઇનો પરિચય મને મારા સ્વ. સુરબ્બી ભાઇશ્રી જયકૃષ્ણ વર્મા દ્વારા થયો હતો. 'ગુણસુંદરી'ના સંપાદન સાથે એ સંબંધ ગાઢ થયો અને એને પરિણામે શ્રી. રાયચુરાભાઇના લોકસાહિત્યના કેટલાક દાયરાઓમાં ત્યાં હાજર રહીને જનતાની સાચી વાણીનું શ્રવણપાન કરવાના પ્રસંગો મળ્યા હતા.

પણ શ્રી રાયચુરાભાઇ લોકસાહિત્યના પ્રકાશન અને પ્રયાસથી જ ન અટકયા. આવા લોકસાહિત્યના જીવતા સ્રોતો સમા, એના પ્રખર ઉપાસકોને જનતા સમક્ષ હાજર કરવાની તક પણ તેમણે સાધી હતી. અને મને બરાબર યાદ છે. જ્યારે તેઓ ગઢવી શ્રી મેરૂભાના વયોવૃદ્ધ પિતાશ્રી મેઘાણંદજીને મુંબઇ લાવ્યા હતા. તેમની સાથે બીજો ચારણ સમુદાય પણ આવ્યો હતો. એ સમુદાયે સર કાવસજી જહાંગીર હોલની પ્રચંડ મેદનીને કલાકો સુધી સ્તબ્ધ કરી રાખી હતી. અને તેમના ખાનગી અને જાહેર અનેક દાયરાઓમાં પણ, લોકસાહિત્યનો જયજયકાર વર્તાઇ રહયો હતો.

અને સ્વ. શ્રી. ઝવેરચંદભાઇ સાહિત્યની બીજી અનેક દિશાઓનાં કાબેલિયત બતાવી તે પહેલાં લોકસાહિત્યકાર તરીકે જ જનતા સમક્ષ આવ્યા હતા અને એમની લોકપ્રિયતા સૌથી પ્રથમ લોકસાહિત્યને આભારી હતી. એમણે સૌરાષ્ટ્રની રસધાર અને અન્ય સાહિત્ય દ્વારા

ગદ્ય અને પદ્ય બંને દ્વારા કાઠિયાવાડના લોકસાહિત્યને આકર્ષક રૂપમાં બહાર આણ્યું. એટલું જ નહિ, એ સાહિત્યના આજના સાચા સેવકોને પણ બહાર આણ્યા.

અને જ્યારે શ્રી. મેઘાણીભાઇ પોતાના બુલંદ સ્વરે લોકસાહિત્યની કૃતિઓને ગજાવી મૂકતા ત્યારે કોઇ કોમની મગદુર નહતી કે સભા વચ્ચેથી તે ઉઠી શકે. એમના મુખમાંથી વહેતી એ સરવાણી સૌને મંત્રમુગ્ધ કરતી અને જનતાના સાહિત્યમાં પણ કેટલી તકાત છે તેની સચોટ પ્રતીતિ મળી રહેતી.

છેલ્લે સ્વ. શ્રી. મેઘાણીભાઇએ મુંબઇ વિદ્યાપીઠનાં વ્યાખ્યાનોમાં લોકસાહિત્યના વિષયને શાસ્ત્રીય રીતે ચર્ચ્યો ત્યારે જે મેદની એમનાં વ્યાખ્યાનો સાંભળવાને જમા થતી હતી તે બતાવી આપતી હતી કે લોકસાહિત્યે જનતાના હૈયામાં સ્થાન મેળવી લીધેલું છે અને એ સાહિત્ય પ્રત્યે જનતા અભિરુચિ ધરાવે છે.

એ પછી તો એવા કેટલાય પ્રસંગો આવ્યા છે કે જ્યારે જનતા આ સાહિત્યને સાંભળવાને આતુર બની રહી છે. મુંબઇમાં કેટલીયવાર કવિશ્રી દુલા કાગ અને ગઢવી શ્રી મેરૂભાના લોકસાહિત્યના કાર્યક્રમો યોજાયા. એ કાર્યક્રમો સાંભળવા માટે જનતા જે જાતની ઉલટ બતાવી ચૂકી છે તે જોયા પછી એમ લાગે છે કે જનતાને લોકસાહિત્યનું મૂલ્ય સમજાયું છે અને એ સાહિત્યમાં જનતાનાં હૃદયને પકડવાની તાકાત છે. તે તાકાતને પરિણામે પ્રજાના વિશાળ સમૂહને એ આકર્ષી શકે છે.

જનતાના હૈયામાં વસે અને એ હૈયાંનો ઘાયલ એ એજ સાચું લોકસાહિત્ય છે. જ્યાં સુધી જનતા છે ત્યાં સુધી આ સાહિત્ય છે અને જનતા જીવશે ત્યાં સુધી એ સાહિત્ય પણ જીવશે.

# 'શારદા'નો રૌપ્ય મહોત્સવ

[ વિહંગાવલોકન ]

લેખકઃ શ્રી. માનશંકર કરુણાશંકર પંડિત

તા. ૧૬ મી જુલાઈ ૧૯૪૯ના રોજ મુંબઇ મુકામે સુંદરબાઇ હોલમાં 'શારદા'નો રૌપ્ય મહોત્સવ ઉજવાયો.

સમય પાંચ વાગ્યાનો હતો પણ ચાર વાગ્યાથી વરસતા વરસાદમાં 'શારદા'ના પ્રશંસકો લોકસાહિત્યના અનુરાગીઓ, સાહિત્યરસિકો અને 'શારદા'ના લેખકો અને વાંચકોએ આવવાનું શરૂ કરી દીધું. પ્રથમ તો એમજ થયું કે આવડા મોટા હોલમાં માણસો દેખાશે પણ નહિ પણ પાંચ વાગતાં તો હોલમાં ઉભા રહેવા પણ જગ્યા રહી નહિ.

સમારંભના વરાયેલા પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશી તથા સ્વાગત સમિતિના પ્રમુખ શ્રીમતિ લીલાવતી મુનશી સમયસરજ આવ્યાં અને સમારંભનો 'શારદા'ના અંગભૂત મેરૂભા ગઢવીએ ચંદ બરદાઇની 'દેવી સ્તુતિ'થી પ્રારંભ કર્યો. સુંદરબાઇ હોલનાં દ્વારો વીંધી માર્ગ ઉપર તેમના શબ્દો ગુંજી રહ્યા. તેમના પહાડી ગળામાંથી જ્યારે 'તુંહી જોગમાયા' નું સ્તવન થતું હતું ત્યારે પ્રેક્ષકો ભૂલી ગયા કે આ મુંબઇ છે, આ સુંદરબાઇ હોલ છે. આ અર્વાચિન ભારત ને પાશ્ચાત્ય પદ્ધતિ અન્વય યોજાયેલો એક ઉત્સવ છે. પ્રેક્ષકોને શાક્તિયુગમાં કોઇ દેવીના મંદિરમાં પ્રાર્થના ગવાતી હોય તેવો જ ભાવ થયો અને જ્યારે પ્રાર્થના પુરી થઇ અને મેરૂભા બેઠા ત્યારે જ તેઓની દ્દષ્ટિ અન્યત્ર પડી તેમ કહું તો જરાપણ અતિશયોક્તિ નથી.

તે પછી સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી. લીલાબહેને તેમની લાક્ષણિક શૈલીમાં અને મધુર કંઠે પ્રમુખશ્રી તેમજ અન્ય સાહિત્યકારોનો તેમજ પ્રેક્ષકોનો સત્કાર કર્યો. તેમણે સ્વ. મેઘાણીને અંજલી આપતાં શ્રી રાયચુરાને મેરૂભા તથા દુલા ભકત જેવા સમર્થ પુરૂષોને તેમજ કંઇક ઉગતા આશાભર્યા લેખકોને પ્રકાશમાં લાવવાના પુરૂષાર્થનો ઉલ્લેખ કર્યો. તેમણે સાહિત્ય અને રાજ્યકારણની ઉપર 'શારદા'ના લોકસાહિત્યે પ્રખર અસર કરી છે તેમ પણ કહ્યું.

પણ પ્રશ્ન તો એ હતો કે આ મહોત્સવનો વિચાર કોને આવ્યો? કોણે આ યોજના કરી? 'શારદા'નું બહુમાન થાય તેની પ્રેરણા શું શ્રી. રાયચુરાએ આપી? તેનો ઉત્તર શ્રી. જયંતિલાલ ઠક્કરે આપ્યો. તેમણે સમિતિના મંત્રી તરિકે આખો અહેવાલ રજૂ કર્યો. શ્રી. રાયચુરાએ પર્સ લેવા ઇન્કાર કરતાં શારદા-આનંદ તથા કનૈયાના આજીવન ૧૫૦ સભ્યો રૂા. ૩૦૦ના લવાજમના નોંધાયા અને રૂા. ૪૫૦૦૦ એકઠા થતાં શ્રી. રાયચુરાને અર્પણ થશે તેમ જાહેર કર્યું. શ્રી. જયંતિલાલે 'સિર્ફ ઓફીશીયલ' રિપોર્ટ આપ્યો અને તેમણે કહ્યું કે 'શારદા'નો શ્રી. રમણલાલ દેસાઇ, શ્રી. બાદરાયણ તથા શ્રી. યજ્ઞેશ શુકલ સંપાદિત એક અભિનંદન ગ્રંથ પણ પ્રકટ થશે.

તેમણે અભિનંદનના સંદેશા વાંચવાનું શરૂ કર્યું. પોરબંદરના નામદાર મહારાણા સાહેબ, શેઠ નાનજી કાલીદાસ વગેરેનું વાંચન થતું હતું ત્યાંજ પ્રમુખશ્રીએ તેમને બંધ કરી દીધા. પ્રમુખશ્રીને થયું હશે જ કે શ્રી રાયચુરાને કોનાં કોનાં અભિનંદન નહિ આવ્યાં હોય! અને તેનું વાંચન કરશે તો સભાનો સમય પુરો થશે. એટલે તેણે માત્ર નામોજ વાંચી જવા સૂચના આપી અને પછી તો અનેક નામાંકિત વ્યક્તિઓનાં નામોનું મોટું લીસ્ટ રજૂ થયું. આ પ્રસંગે અન્યાય એ થાય છે કે ગેરહાજર વ્યક્તિઓના નામોનો ઉલ્લેખ થાય અને હાજર વ્યક્તિઓનો કોઇ ભાવ પણ પૂછે નહિ. આપણે કોઇ મિત્ર સાથે વાત કરતા હોઇએ ત્યારે તેના કોઈ શત્રુનો પણ ફોન આવે તો આપણી વાત પડતી મૂકી તેની સાથે વાત કરવામાં આવે છે તેમ આ પણ એક અન્યાય છે. સભાસ્થાનમાં વડીયાના સંસ્કારમૂર્તિ રાજવી સુરગવાળા જેવી વ્યક્તિઓનો ઉલ્લેખ નહિ. પણ તેમાં વાંક કોઇનો નથી. વાંક પદ્ધતિનો છે. અંગ્રેજોએ આપણને જે શીખવ્યું તેજ શીખ્યા. તેમણે હાજર વ્યકિતનાં નામ લેવાનું કયાં શીખવ્યું છે!

પછી સાહિત્યના જૂના પૂજારી સાક્ષર શ્રી. કૃષ્ણલાલ ઝવેરીએ તેમની રમુજી અને માર્મિક શૈલીમાં આશીર્વચન આપ્યાં. દુલા કાગ અને મેરૂભા સાથે ઓતપ્રોત થઇ ગયેલા શ્રી. રાયચુરા ગઢવી થઇ ગયા છે તેમ કહિ તેમને આશીર્વાદ આપ્યા કે સુવર્ણ મહોત્સવ ઉજવાય, શ્રી. મુન્શી તેના પ્રમુખ હોય અને હું પણ તે જોઉં.

બાદરાયણે (શ્રી. ભાનુશંકર વ્યાસ) પછી 'શારદા પૂજન'ની ધાર્મિક વિધિ સાથે આ સમારંભની સરખામણી કરી અને તેમની વિરાટ કાયમાં સમાયેલા ઉર્મિલ હૃદયમાંથી પ્રેરણાત્મક વાકયોને જિવ્હાને વાહને 'હાંકી' મૂકયાં.

શ્રી. રતીલાલ મૂળજીએ 'શારદા'ને ભવ્ય અંજલી આપી. અને તે પછી શ્રી. નાનજી-ભાઇનાં વિદુષી પુત્રી બ્હેન સવિતાબ્હેને જે શબ્દો કહયા તે પણ કાનમાં ગુંજે છે. સવિતા-બ્હેનનું વ્યાખ્યાન સાંભળવું એટલે એક અજબ મોજ. શબ્દે શબ્દે રેલતી સંસ્કારિતા, ભાષા ઉપરનો બજારૂ ભાષામાં કહુ તો 'કમાલ કાબુ'. અને શબ્દો ઉપરનું પ્રભુત્વ અજબ. તેમનું ભાષણ એટલે કવિતા. તેમનું ભાષણ એટલે શબ્દ શબ્દને ગોખી નાખવાનું મન થાય તેવું ગદ્યાત્મક પદ્ય. મને રંજ છે કે તેમનું આખુંય વકતવ્ય નોંધાયું નથી નહિતર એક સ્વતંત્ર લેખજ થઇ શકે. તર્ક અને વેદાંત, કાવ્ય અને સાહિત્ય, ઇતિહાસ અને વાસ્તવિકતા એ સર્વના સીમાડે અડી જઇ

પાછી ફરતી તેમ વક્તૃત્વની ફરેરમાં ઉદાહરણો, આખ્યાનોનાં અને અવતરણોમાં પુષ્પો તણાઇ આવે છે. તો પણ 'દોહા'નું ઉત્પત્તિ સ્થાન 'અનુષ્ટુપ' માંથી બતાવ્યું અને પ્રમુખશ્રીની ટૂંકામાં બોલવાની આજ્ઞાની યાદ આપી કહેતાં કે જુઓ મારૂં ભાષણ અણગમતું છે ? અણગમતું હોય તો બંધ કરૂં. કહી ચલાવેજ રાખ્યું. શ્રોતાઓ મુગ્ધ ભાવે સાંભળી રહ્યા.

તે પછી દુલા ભકતે ઉભા થઈ બોલવાને બદલે ખુરશી ઉપર બેઠક લીધી. હૃદય રોગ અને શારીરિક અશકિતના કારણે તેમણે બેસીને બોલવાનું રાખ્યું. કવિ હોય ત્યાં હોય શું ? ગદ્યમાં પણ પદ્ય અને પદ્યમાં તો ભાવ, ઉપમા અને અલંકારો. આગળ પ્રસંગને અનુસરતું તેમણે એક ગીત ગાયું અને તે પછી મેરૂભાએ "રોળાણાં રેઢાં ફૂલડાં" એ ભકતકવિ રચિત પ્રસિદ્ધ ગીત ગાયું.

અને પછી ઘણાં વર્ષોથી નહિ સાંભળેલું તેવું શ્રી જ્યોતિન્દ્ર દવેનું પ્રવચન સાંભળ્યું. શબ્દે શબ્દે હાસ્ય. શબ્દે શબ્દે રમુજ અને શબ્દે શબ્દે માર્મિક કટાક્ષ. શ્રોતાઓને જ હાસ્યમાં તરબોળ બનાવ્યા. ગુજરાતના માણસોનું આયુ ૨૨–૨૫વર્ષનું હોય છે. પણ ગુજરાતના માસિકોનું વય ત્રણ થી ચાર મહિનાનું ગણાય તેના બદલે ૨૫ વર્ષ 'શારદા' ચાલે તે અનન્ય ગણાય.

તે પછી શ્રી, મુનશીએ તેમની વિદ્વતાની વર્ષા શરૂ કરી, સાહિત્યસંસદનો ઇતિહાસ તે સાથે શ્રી. રાયચુરાનો સક્રિય સાથ અને સંસદની સિદ્ધિઓ, તેમનું સ્વપ્નદષ્ટા તરિકેનું સ્થાન અને તે વખતે જે વિચારો વાંધાભરેલા ગણાતા હતા તેનો આજે અમલ થઇ રહ્યો છે તેની વાતો કરી. તેમના વ્યાખ્યાનમાં રમુજી ઉદાહરણો અને દલીલો ભારોભાર ભરેલાં હતાં. શ્રી. રાયચુરા હવે મેવાડ મારવાડનાં લોકસાહિત્યને ગુજરાત સમક્ષ લાવે એવો આદેશ આપ્યો.

શ્રી. મુન્શીજીએ વ્યાખ્યાન પુરૂં કરતાં શ્રી. રાયચુરાએ આભાર પ્રદર્શન કર્યું. તેમણે કહ્યું કે–આ ઉત્સવ શારદાનો નથી પરંતુ સામયિકો પ્રત્યેનો ગુજરાતી જનતાનો આદર છે. તેમણે વિઠ્ઠલદાસ ઠાકરશીના કુટુંબમાંથી મેળવેલા સંસ્કારોનું ઋણ સ્વીકાર્યું અને પોતાના સ્વાર્થ ત્યાગ અને જીવન પરિવર્તનનો અચ્છો પરિચય આપ્યો. તેમની ભાષામાં ન્હોતું અભિમાન, ન્હોતો આડંબર, ન્હોતી બડાશ કે ન્હોતું અહંભાવનું પ્રદર્શન. નમ્ર અને સાદી ભાષામાં પોતાના ક્ષેત્રસંન્યાસની કથા કરી અને શ્રી. ભાણદાસ ધારશી ભુતા શ્રી. ખુશાલદાસ કુરજીભાઇ પારેખ વગેરે સ્નેહી અને સ્વજનોએ તેમને ઉપકારના બોજા તળે મુકયા છે એમ આભાર માનતાં પોતાની વધેલી જવાબદારીનું તેમને ભાન છે તેની પણ કબુલત કરી. તેમણે પોતાની અંતિમ મહેચ્છા સુવર્ણ મહોત્સવ માણવાની નહિ પણ રામાયણનો પાઠ કરી ગામડે ગામડે રામાયણનો પ્રચાર કરવાની છે તેમ જણાવ્યું ત્યારે તેમના ટીકાકારોને પણ તેના માટે માન ઉત્પન્ન થયું તેનો હું સાક્ષી છું.

શ્રી. રાયચુરા પછી શ્રી. અઢીયાએ શ્રી. મુનશીનું રેખાદર્શન આપ્યું. તે પછી શારદા પારિતોષિક યોજના અન્વયે શ્રી. દુલા કાગ, શ્રી. રમણલાલ દેસાઇ, શ્રી. શંભુપ્રસાદ દેસાઇ તથા શ્રી. વસંત શેઠને પારિતોષિક અપાયાં અને મુંબઇની સફર યાદ રહી જાય તેવો એક અમૂલ્ય અને આનંદદાયી પ્રસંગ પૂરો થયો.

# 'શારદા' રૌપ્ય મહોત્સવ પ્રસંગે 'શારદા' 'આનંદ' અને 'કનૈયા'ના થયેલા આજીવન સભ્યો (લાઈફમેમ્બર)

મુરબ્બી [ પેટ્રન ]

એક સન્મિત્ર [ ૨૨ લાઇફ મેંબર રૂ. ૬,૭૫૦ ]

શુભેચ્છક :

શ્રી. કૃષ્ણરાજ એમ. ડી. ઠાકરસી [ સાત લાઇફ મેંબર રૂ. ૨,૧૦૦ ]
શ્રી. પોરબંદરના ના. મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજી [ ત્રણ લાઇફ મેંબર રૂ. ૧૦૦૧ ]
શ્રી. પુરુષોત્તમ કે. બદીયાણી [ " " " " ૧૦૦૦ ]
શ્રી. ભાઇદાસ ધારસીભાઇ ભુતા [ " " " " ૧૦૦૦ ]

આજીવન સભ્ય : ( લાઇફ મેમ્બર )

ના. વડીયા દરબાર સાહેબ શ્રી સુરગવાળા [ બે લાઇફ મેંબર રૂ. ૭૫૧ ]
ના. લાઠી ઠાકોર સાહેબ શ્રી પ્રલ્હાદસિંહજી [ બે લાઇફ મેંબર રૂ. ૬૦૦ ]

મુંબઈ

ડૉ. અરવિંદ એમ. શાહ
શેઠ અમૃતલાલ પી. ભૂતા
શ્રી અમૃતલાલ કાલીદાસ કાનજી
" ખુશાલદાસ કુરજી પારેખ
શેઠ બાબુભાઇ મનજી સંઘવી
" ભગવાનદાસ રામદાસ ડોસા
શ્રી ભાસ્કરભાઇ જમનાદાસ
નરોત્તમદાસ ભાઉ
" ચંદ્રકાન્ત ચીમનલાલ કે. શાહ
" ચંપકલાલ દોલતરામ સંઘવી
" ચીમનલાલ મોહનલાલ ભુતા
શેઠ ચન્દ્રકાન્ત તાપીદાસ સંઘવી
શ્રીચીમનલાલ પ્રભુદાસ શેઠ
" ચન્દ્રકાન્ત મંગળદાસ ઝવેરી
" ચત્રભુજભાઈ નરસીભાઇ
" ચરણદાસ મેઘજી મથુરાદાસ
" દ્વારકાદાસ અમૃતલાલ ગાંધી
" દેવકરણ નેણસી મોનજી
શેઠ ધરમદાસ હરગોવિંદદાસ જીવણદાસ
" દામોદર ગોવિંદજી માધવજી
શ્રી ગંગાદાસ લક્ષ્મીદાસ સંઘવી
" હરીશ ભગવાનદાસ તન્ના
શેઠ હીમતલાલ ભીમજીભાઇ મહેતા
" હેમચંદ મોહનલાલ ઝવેરી
" ઇશ્વિરદાસ લક્ષ્મીદાસ વોરા
ધી હિંદુસ્તાન સ્પી. એન્ડ વિં. મીલ્સ લી.
શ્રી જગમોહનદાસ ગોકળદાસ મહેતા

શ્રી જયંતીલાલ જગજીવનદાસ ઉજમશી
" જગદીશ જગમોહનદાસ કાપડીયા
" ઉપાકાંત જમનાદાસ ખેશરાજ લાદીવાળા
" જમનાદાસ દામોદર હરગોવિંદ ઠક્કર
" ઝવેરચંદભાઈ સંઘરાજકા
" કીરણકુમાર દ્વારકાદાસ સંઘવી
શેઠ કાકુભાઈ જુઠાભાઈ
" કનૈયાલાલ માણેકલાલ ઉજમશી
અ. સૌ. કાન્તાબહેન મગનલાલ પ્રભુદાસ
શ્રી કાન્તીલાલ શાહ
શ્રી મૂળજીભાઈ છગનલાલ
શેઠ મગનલાલ નંદલાલ કણકીયા
શેઠ મનોરદાસ કાળીદાસ મહેતા
શ્રી લક્ષ્મી સિલ્ક મીલ
શેઠ મોહનલાલ પરમાણંદદાસ બુતા
શ્રી મગનલાલ રેસવાલા
,, મોહનલાલ પેથજીભાઈ
શેઠ મોનજી સુંદરજી
શ્રી નવીનચંદ સુનીલાલ કૃષ્ણલાલ સાયતા
શેઠ નાગજીભાઈ દુર્લભજીભાઈ વસાણી
શેઠ મગનલાલ નાનજીભાઈ સવાણી
શ્રી નવનીતરાય ભવાનીશંકર ઓઝા
રાજરત્ન પી. જી. મહેતા
શ્રી પુરૂષોત્તમદાસ ચત્રભુજ રૈયાભાઈ
શ્રી પ્રાણલાલ ત્રંબકલાલ સંઘવી
શેઠ પ્રતાપરાય ખુશાલદાસ મહેતા
શેઠ પીતાંબરદાસ મોહનલાલ
શેઠ પુનમચંદ રામજી હંસરાજ
,, પદમશી રગનાથદાસ લાલજી
શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી
શ્રી પ્રફુલચંદ દ્વારકાદાસ વખારીયા
,, રવીન્દ્ર મૂળરાજ
શેઠ રણજીતસિંહ મેઘજી
,, રમણીકલાલ નાગરદાસ બુતા
,, રતીલાલ મુળજી ગાંધી
શ્રી રજનીકાન્ત અમૃતલાલ કાળીદાસ
શેઠ રામદાસ માધવજી જેસંગ
શ્રી સ્નેહચંદ હીરાલાલ દલાલ
શ્રી શાંતિલાલ એન. શાહ
શેઠ સુંદરદાસ ઠાકરશી રાજડા
શ્રી શિવજીભાઈ દેવશી મઢડાવાળા
" શિરીષ હરકીસનદાસ શાહ
શેઠ શુરજીભાઈ વલ્લભદાસ
,, વસંતરામ જમયતરામ વકીલ
શ્રી દિલીપકુમાર જયંતિલાલ કે. ઠક્કર
,, ઠાકરશી નરશી
અ. સૌ. હંસાબહેન રતીલાલ મોદી
શેઠ જયચાંદ રતનશી પ્રાગજી
શ્રી ધીરજલાલ વલ્લભદાસ સંઘવી
,, દુર્લભજી કેશવજી ખેતાણી

**કલકત્તા**

શ્રી ભરતકુમાર એસ. શેઠીયા
શ્રી અજીતકુમાર એચ. શાહ
" પ્રવિણચન્દ્ર નાગરદાસ શાહ

**વડોદરા**

શેઠ બાપાલાલ મગનભાઈ હરિભક્તિ
શેઠ હિંમતલાલ રણછોડદાસ ઠક્કર
" ઇશ્વરલાલ ચીમનલાલ ઝવેરલક્ષ્મીચંદવાળા
શેઠ ટોડરમલ ચીમનલાલ શામળબેચર
શેઠ મુજફર એહમદ ગૌહરઅલી હકીમ
શ્રી. મગનભાઈ શંકરભાઈ પટેલ
અ. સૌ. શાંતાબહેન છોટાભાઈ

**જામનગર**

,, ફુલચંદ પરશોતમ તંબોળી
,, દિગવિજયસિંહજી સ્પી. એન્ડ વિવિંગ મીલ્સ લી.
,, અરજુનભાઈ કે. પટેલ
,, છગનલાલ પોપટલાલ
શ્રીમતી ચન્દ્રકાન્તાબ્હેન મંગળદાસ પટેલ
શેઠ જેઠાલાલ ઝવેરચંદ પારલીઆ

,, રવજી દેવજી
શેઠ વિઠલદાસ ધનજીભાઇ બારદાનવાળા
શેઠ પ્રેમચંદ વ્રજલાલ
,, રણછોડદાસ કાનજી લાખાણી

## પોરબંદર

,, બરજોર મંચેરશા વાડીયા
" કીશનકુમાર શીવસીંહજી ઝાલા
શ્રી વલ્લભદાસ પુરૂષોત્તમ ધીવાળા
નામદાર મહારાણા સાહેબ
શ્રી હેમેન્દ્રકુમાર હરકીસનદાસ

## અન્ય ગામો

શેઠ વાડીલાલ લલ્લુભાઇ મહેતા–અમદાવાદ
,, રતીલાલ વર્ધમાન શાહ-વઢવાણ કેમ્પ
,, નાથીબાઇ ધર્મવાડા-જામખંભાલિયા
ડા. પ્રેમજી જુઠાભાઇ–બેડી
શ્રી નીરંજન જીવનલાલ શાહ–ચોરવાડ
ગાંધી અમરશી જીવણ વાંચનાલય —અમરેલી
દરબારશ્રી ગોપાળદાસ અંબાઇદાસ—રાજકોટ
દિવાન બહાદુર દેવજી દયાળ ઠક્કર —ઝરીયા
શ્રી એ. કે. ગણપૂલે —મોરબી
" હરિદાસ ગોકલદાસ —ગોંડલ

# 'શારદા'ના પચીસ વર્ષના સંખ્યાબંધ લેખકોમાંથી કેટલાંક નામો.

મહાત્મા ગાંધીજી
સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી
શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ
,, કનૈયાલાલ માણેકલાલ મુનશી
,, લીલાવતી મુનશી
દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર
આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
શ્રી નાગરદાસ લક્ષ્મીદાસ ગાંધી
,, રમણલાલ વસંતલાલ દેસાઈ
,, ધૂમકેતુ
સર રમણભાઈ નીલકંઠ
શ્રી વિદ્યાબ્હેન નીલકંઠ
ડૉ. સુમંત મહેતા
સૌ. શારદાબ્હેન મહેતા
શ્રી કપીલા ખાંડવાળા
,, હીરાલાલ પારેખ
મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ
શ્રી નાનજીભાઈ કાળીદાસ મહેતા
" ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ
પ્રો. ડૉ. મંજુલાલ ર. મજમુદાર
પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટ
" અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
" ડૉ. શ્રી સ. ભાવે
શ્રી જગજીવનદાસ દયાળજી મોદી
પ્રો. ચતુરભાઈ નરભાઈ પટેલ
" આર. કૃષ્ણમૂર્તિ
પં. લાલચંદ ભગવાન ગાંધી
શ્રી ભરતરામ ભાનુસુખરામ મહેતા
" રામપ્રસાદ હરપ્રસાદ દેસાઈ
" મગનલાલ શ્યામજી ત્રિવેદી
ડૉ. રમણલાલ યાજ્ઞિક
પ્રો. મંગેશરાવ પાંડજી
શ્રી હસમુખલાલ મ. રાજી
" ઇન્દુલાલ યાજ્ઞિક
" અવધૂત
" ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા
" અંબાલાલ બુલાખીરામ જાની
દુલાભાઈ ભાયાભાઈ કાગ
" ઝવેરચંદ મેઘાણી
" વિજય મરચંટ
" દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર
" ભાઈદાસ પારસીભાઈ બુતા
" લલિત
" ચંદુલાલ બહેચરલાલ પટેલ
" ચાપશી વિઠ્ઠલદાસ ઉદેશી
" ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ
" નૃસિંહ વિભાકર
" મસ્તફકીર
" જદુરાય ખંધડીઆ
" ઓલિયા જોશી

" વિજયરાય વૈદ્ય
" ગિજુભાઇ
' મોહનલાલ પાર્વતીશંકર દવે
" રાજહંસ
,, ચુનીલાલ વર્ધમાન શાહ
,, મનુભાઇ જોધાણી
,, ઉછરંગરાય કેશવરાય ઓઝા
,, સુશીલ
,, મુનિકુમાર મણિશંકર ભટ્ટ
,, કેશવપ્રસાદ દેસાઇ
,, કેશવ હ. શેઠ
,, કુસુમાકર
,, રાજેન્દ્ર સોમનારાયણ દલાલ
,, ફિરોજશાહ રૂસ્તમજી મહેતા
,, પાદરાકર
,, ડુંગરશી ધરમશી સંપટ
,, મોહીનીચંદ્ર
,, નર્મદાશંકર વલ્લભજી ત્રિવેદી
,, મણિશંકર રાજારામ ત્રીવેદી
સર મનુભાઈ નંદશંકર મહેતા
" નંદલાલ બોડીવાળા
" ધનશંકર હીરાશંકર ત્રિપાઠી
" રમણલાલ નાનાલાલ શાહ
" દીપકબા દેસાઇ
" ચૈતન્યબાળા મજમુદાર
" બાલાબહેન મજમુદાર
" જ્યોત્સ્ના શુકલ
" મનસુખલાલ ઝવેરી
" રામમોહનરાય જસવંતરાય
" કુસુમ ઠાકોર
" જયકૃષ્ણ વર્મા
" તારાચંદ્ર પોપટલાલ અડાલજા
" અંબાલાલ નાથાલાલ મિસ્ત્રી
" રવિશંકર મહાશંકર રાવળ
" મૂળજીભાઇ પી. શાહ
" રવિશંકર નરોત્તમદાસ પાઠક
,, હરિભાઇ ચૌહાણ
,, ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ
,, સરોદ
,, પ્રાણલાલ પ્ર. બક્ષી
,, મનહરરામ મહેતા
,, ચંદુલાલ કુલજીભાઈ વ્યાસ
,, કૃષ્ણરાજ ગો. રાયચુરા
,, જેહાંગીર માણેકજી દેસાઇ
,, નટવર વીમાવાળા
,, સુધાંશુ
,, નટવરલાલ ઇચ્છારામ દેસાઈ
પ્રો. દેશપાંડે
પ્રો. દાંડેકર
દિ. બા. વા. વિ. જોશી
પ્રો. એસ. એસ. જોશી
શ્રી. ગંગાશંકર બ. પંડયા
,, બાવચંદ માવજી વડેરા
,, દુર્ગાશંકર શાસ્ત્રી
,, મહુભાઇ હ. કાંટાવાળા
,, સીતારામ જે. શર્મા
,, રતિપતિરામ પંડયા
" મણિલાલ એચ. શાહ
" ઊર્મિલા મહેતા
" છોટાલાલ માનસિંગ કામદાર
" રેવાશંકર ઓ. સોમપુરા
" મગનલાલ બાપુભાઇ બ્રહ્મભટ
" નટવરલાલ શેઠ
" કલ્યાણરાય નથુભાઇ જોષી
" મોરારજી લાલજી ઓઝા
" ત્રિભુવન વીરજી હેમાણી
" મંજુલાલ દવે
" જયેન્દ્રરાય દુરકાળ
ડો. કે. જી. નાયક
" શ્રી. છગનલાલ હરિલાલ પંડયા
" ડાહ્યાલાલ હિરાલાલ દેસાઇ
" છોટાભાઇ ઝ. સુતરીઆ

" ગોનીસિંહ ગઢીડા
" ચીમનલાલ મગનલાલ ડૉકટર
" મંજુલાબહેન મહેતા
અંધકવિ શ્રી. હંસરાજભાઈ
શ્રી ચંદ્રકાન્ત મંગળજી ઓઝા
" દિનકરરાય વૈદ્ય
" ગગનવિહારી મહેતા
કુ. શ્રી. ગંગળસિંહજી
,, દેવકૃષ્ણ પીતામ્બર જોશી
દરબારશ્રી સુરગવાળા
પ્રો માણેકરાવજી
શ્રી. સરોજિની મહેતા
" ત્રિભોવનદાસ જગજીવનદાસ મહેતા
" રામચંદ્ર દામોદર શુક્લ
" નાગરદાસ અમરજી પંડ્યા
" નિર્મળા ધનવંતરાય દેસાઈ
" રમણીક અ. મહેતા
" અંબાલાલ કેશવલાલ ત્રિવેદી
પ્રો. ભવાનીશંકર વ્યાસ
" શચિન્ ઓઝા
શ્રી હરિરાય બુચ
" ત્રિભોવનદાસ દામોદરદાસ ગઢીઆ
" પ્રભુદાસ બા. પટવારી
" બરજોરજી ફરામજી ભરૂચા
" પરમાનંદ કુંવરજી કાપડીયા
" અંબાલાલ નૃ. શાહ
પં. ઓમકારનાથ ઠાકુર
પ્રો. અનંતરાય મ જોષી
પ્રો. રવિશંકર મ. જોષી
પ્રો. લાલશંકર ઠાકર
પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી
પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
પ્રો. ડોલરરાય માંકડ
પ્રો. કેશવલાલ ઓઝા
શ્રી ગાવજી ગોવિંદજી શેઠ
,, જયમનગૌરી વ્યો. પાઠકજી
,, પ્રતાપકુમાર પોપટ વૈદ્ય
,, હરિશંકર ત્રિવેદી
,, નરીમાન સોરાબજી ગોળવાળા
,, લાલચીવડા
,, વ્રજલાલ ધ. મેઘાણી
,, રમણીક ત્રિવેદી
,, દત્તાત્રય બાલકૃષ્ણ ડીસાળકર
" નાગરદાસ પટેલ
" ચીમનલાલ ગોદી
" જગજીવનદાસ કાળીદાસ પાઠક
" જનાર્દન પ્રભાસ્કર
" દામોદર મીઠા દેવાણી
રાજકવિ માવદાનજી બીમજીભાઈ
શ્રી કીસનસિંહ ચાવડા
,, કવિ ત્રિભુવન પ્રેમશંકર
,, હાસમ હીરજી ચારણીયા
,, પ્રભાશંકર મંગળજી દ્વિવેદી
,, રમણીક કીશનલાલ મહેતા
,, જયેન્દ્ર મ. પાઠક
,, જયાશંકર વાઘજીભાઈ વ્યાસ
,, છેલશંકર દ. વ્યાસ
,, જમનાદાસ નારાયણજી અઢિયા
,, ભોગીલાલ સાંડેસરા
,, વ્યોમેશચંદ્ર પાઠકજી
,, અજીતસિંહ પરમાર
,, ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
,, ભગવત્ રામચંદ્ર ભટ્ટ
,, પદ્મેશ શુકલ
,, રમણલાલ સોની
,, છગનલાલ વિદ્યારામ રાવલ
,, મૂળજી દુર્લભજી વેદ
,, વીરેન્દ્રરાય મહેતા
,, ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ
,, પ્રાણલાલ કીરપારામ દેસાઈ
,, ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ
,, શાન્તિલાલ સારાભાઈ ઓઝા

,, રમેશ રંગનાથ ગૌતમ
,, હિંમતલાલ ગણેશજી અંજારીઆ
,, પ્રાણુલાલ હાકોરલાલ મુનશી
,, વામન રાવ આપાજી નિકતે
" ભાનુ શુકલ
" મણિલાલ પ્ર. વ્યાસ
ડૉ. રઘુનાથ ગંગારામ કદમ
શ્રી અમૃતલાલ રતનજી ત્રિવેદી
" ઉપેન્દ્રશર્મા જ. ત્રિવેદી
,, ભાનુસુખરામ વિગુણરામ મહેતા
,, કનુ દેસાઇ
,, નરેન્દ્રસિંહ મહીડા
,, ઈશ્વર પેટલીકર
,, બિહારીલાલ નારણજી અંતાણી
,, મીરાંદેવી ન. ભોજાણી
પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડયા
શ્રી. જમશેદ નસરવાનજી મહેતા
,, જામન
,, દ્વિજકુમાર
,, મહાદેવપ્રસાદ હરિલાલ દેસાઇ
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ
,, મોતીભાઇ ન. અમીન
,, અમૃત વસંત
,, કાલિદાસ શેલત
,, રશ્મિકાન્ત બી. કાંટાવાળા
ડૉ. રતિલાલ શાહ
શ્રી. પતીલ
,, નંદનાથ કેદારનાથ દિક્ષિત
,, પદ્મનાથ શાસ્ત્રી
,, વિવિત્સુ
,, હરકાન્ત શુકલ
,, હરિલાલ પંડયા
,, માણેકલાલ જોશી
,, મહેન્દ્રકુમાર દેસાઇ
,, પ્રકાશ
,, જયાનંદ દવે
,, દેવજી રા. મોઢા
,, ડાહ્યાલાલ જાની

# અભિનંદનના અધિકારીઓ

શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

ભાવનગરમાં મળેલ ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે 'શારદા'નો એપ્રીલ ૧૯૨૪નો પહેલો અંક પ્રગટ થયો અને એકધારું પચ્ચીસ વર્ષ સુધી 'શારદા' નિયમિત દર અંગ્રેજી માસની પંદરમી તારીખે પ્રગટ થઇ શક્યું એમાં હું પ્રભુની પરમ કૃપાના દર્શન કરી રહ્યો છું.

'શારદા'ની આ એકધારી નિયમિતતા, એના સફળ સંચાલન અને પ્રકાશન, એના ઐતિહાસિક ભેટ પુસ્તકો, એની સાહિત્ય અને કલાની રસસામગ્રીનો આકર્ષક રસથાળ—એ સર્વ માટે અભિનંદનના અનેક નાના મોટા અધિકારીઓમાંથી થોડા નામો અત્રે રજૂ કરવાં ઠીક થશે.

'શારદા' રૌપ્ય મહોત્સવ અભિનંદન ગ્રંથમાં 'શારદા'ના સર્વ લેખકોનાં નામો આવે એ જોવા હું બહુજ આતુર હતો. પણ પચ્ચીસ વર્ષની 'શારદા'ની ફાઇલો તપાસતાં એ નામો સેંકડોની સંખ્યા વટાવી જાય છે. એમાં નવાજૂના સિધ્ધહસ્ત સાક્ષરો છે, આગેવાન કવિઓ છે, સરકારી લેખકો અને લેખિકાઓ છે. 'શારદા' સર્વનું છે એની સાક્ષી એનું એ સેંકડોનું લેખક મંડળ સાચે સ્વરૂપે આપી રહે છે.



સ્વ. શ્રી. ત્રિભોવનદાસ દામોદરદાસ મઢીઆ

'શારદા'ના ચિત્રકારોમાં શ્રી. રવિશંકર રાવળ, શ્રી. કનુદેસાઇ, કુ. શ્રી. મંગળસિંહજી શ્રી. કલાનિધિ, શ્રી. હરિપ્રસાદ ત્રિવેદી, સૌ. ભદ્રા દેસાઈ, શ્રી. રવિશંકર પંડિત, શ્રી. સોમાલાલ શાહ, શ્રી. કલાકાન્ત, શ્રી. છોટાલાલ જોશી, સ્વ. રા. બા. ધૂરંધર, શ્રી. અં. પ્રા. પટેલ, શ્રી.

જગન્નાથ અહીવાસી, શ્રી. ગોરધનભાઇ પટેલ, શ્રી. મૃદુલાબહેન ઠાકર, શ્રી. દમન જોશી. શ્રી. તનસુખ વગેરે કલાકાર મિત્રોનો મ્હોટો સહકાર અંતરના અભિનંદનને યોગ્ય છે.



સ્વ. શ્રી. વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કર

'શારદા 'નું છાપકામ પહેલા વર્ષમાં રાજકોટ થયું. દામોદરદાસ પ્રિન્ટીંગ પ્રેસના સાક્ષર માલેક મારા મિત્ર સ્વ. શ્રી. ત્રિભોવનદાસ દામોદરદાસ ઘઢીઆએ બાર માસ સુધી શારદા 'ના કલાભર્યા છાપકામમાં ખૂબ સારો રસ લઇ એને શોભાવ્યું. એ પછી વડોદરામાં લુહાણામિત્ર પ્રેસવાળા સ્વ. શ્રી. વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરની પ્રેમાળ લાગણીને પરિણામે શારદા 'નું છાપકામ વડોદરા આવ્યું. સ્વ. શ્રી વિઠ્ઠલભાઇ મારા તરફ અનન્ય પ્રેમ રાખતા



શ્રી. રમણલાલ મનસુખરામ કેમ્પવાળા





શ્રી. ગોકળભાઈ નાથાભાઈ



શ્રી. રમણલાલ મનસુખરામ કેમ્પવાળા





શ્રી. ગોકળભાઈ નાથાભાઈ

એને પરિણામે પંદર સોળ વર્ષ એકધારૂં એકજ સ્થળે 'શારદા 'નું છાપકામ થયું. નિયમિતતા અને સુઘડતા એ સ્વ. શ્રી. વિઠ્ઠલભાઇનાં જીવનસુત્રો હતાં. એ સુત્રોની સાર્થકતા 'શારદા 'એ એ વડીલ મિત્ર પાસેથી મેળવી છે.



શ્રી. નંદલાલ દુર્લભદાસ વોરા

આજે 'શારદા 'નો શ્રી રાયચુરા ગોલ્ડન જ્યુબિલિ પ્રિન્ટીંગ વર્કસ નામનો પોતાનો પ્રેસ છે. એ પ્રેસનું કલાભર્યું છાપકામ કરનાર ભાઇશ્રી ગોકલભાઇ નાથાભાઇ, કમ્પોઝ ખાતાના અગ્રણી ભાઇશ્રી રમણલાલ મનસુખરામ તથા બાઇન્ડીંગ ખાતાના મુખ્ય પુરૂષ ભાઇશ્રી હિમ્મતલાલ નાથાભાઇ 'શારદા' ની પચ્ચીસ વર્ષની વિશિષ્ટતા જાળવી રહ્યા છે. પત્રો તથા પ્રેસના વ્યવસ્થાપકો તરીકે મારા બે યુવાન બંધુઓ શ્રી ધીરજલાલ દેવચંદ વિઠલાણી તથા શ્રી. દુર્લભદાસ દેવચંદ વિઠ્ઠલાણી વ્યવસ્થા વિભાગને સફળ કરવા જહેમત ઉઠાવી રહ્યા છે.

શારદા કાર્યાલય તરફથી શરૂ થયેલ અઠવાડિક 'આનંદ' અને બાલમાસિક 'કનૈયો 'સહિત ત્રણ પત્રોના તંત્રી વિભાગનું સંચાલન ચિ. ભાઇ કૃષ્ણરાજ તથા શ્રી. રવિશંકર નરોત્તમદાસ પારેક સફળ બનાવવા સદૈવ આતુરતા સેવી રહયા છે. આ સર્વ નામો યોગ્ય અભિનંદનનો અધિકાર ધરાવે છે.

'શારદા' નાં ભેટ પુસ્તકો – ચુડાસમા વંશનાં ઐતિહાસિક પુસ્તકો–અત્યાર સુધીમાં અગિયાર પ્રગટ થયાં છે. ઇ. સ. ૯૪૫ થી માંડીને ઇ. ૧૫૪૫ સુધીનો છસો વર્ષનો ચુડાસમાઓનો ઇતિહાસ અતિ ભવ્ય છે. છસો વર્ષની ઐતિહાસિક વાર્તા સામગ્રી સ્વ. શ્રી. ગઢવી મેઘાણંદ બેંગાર તથા એમના સત્પુત્ર શ્રી. મેરૂભા મેઘાણંદને કંઠેથી મને પ્રાપ્ત થઇ છે. એ 'ચુડાસમા સીરીઝ' નાં અભિનંદન એ સમર્થ ચારણ પિતા પુત્રને ફાળે જાય છે.

પુસ્તકો લખવા-લખાવવાની મારામાં એક ટેવ છે. હું ધીમેધીમે લખી શકતો નથી. જ્યારે લખવું હોય ત્યારે એકધારું આઠ દસ દિવસ સુધી રાત દિનની પરવાહ કર્યા વિના પુસ્તક પૂરું કરવાની આદત મને નાનપણથી પડી છે તે હજુ પણ ચાલુ જ છે.

કેટલાંક પુસ્તકો મેં લખ્યાં છે, કેટલાંક મારાં પુત્રી ચિ. સરલાદેવી (અ. સૌ. મીરાંદેવી ઓઝાણી) એ લખ્યાં છે અને કેટલાંક વડોદરાવાળા મારા મિત્ર શ્રી. રમણિક શ્રીપતરાય દેસાઇએ લખ્યાં છે. પુસ્તકોમાં મુખ્ય લખવાનો ફાળો શ્રી. રમણિકભાઇનો છે.



શ્રી. દુર્લભદાસ દેવચંદ વિઠલાણી





શ્રી. ધીરજલાલ દેવચંદ વિઠલાણી

શ્રી. રમણિક શ્રીપતરાય દેસાઇનો સાહિત્ય પ્રેમ વિશિષ્ટ પ્રકારનો છે જુના નવા જાણીતા લેખકોની કૃતિઓનો સંગ્રહ એ એમનો જીવનશોખ છે કોઇપણ અભ્યાસીને કોઇપણ વિષયનો સળંગ અભ્યાસ કરવો હોય અને એને અંગે ગુજરાતી ભાષાના જે જે પુસ્તકો જોઇએ તે શ્રી રમણિકભાઇના અંગત સંગ્રહમાંથી નીકળે જ

મારો અને એમનો પ્રથમ પરિચય એ સંગ્રહને અંગેજ થયેલો મારે જોઇતા સંશોધનના પુસ્તકો મને કોઇ સ્થળે ન મળી શકે તે ત્યાં મળ્યા એમનો એ સાહિત્ય પ્રેમ ખરેખર અભિનંદનીય છે.



શ્રી. દ્વારકાદાસ હરિદાસ વખારીયા

પછી તો એમની લખવાની તાકાતનો પણ પરિચય થયો 'શારદા'નું એક ભેટ પુસ્તક તુરત તૈયાર કરવુ હતુ શ્રી. રમણિકભાઇએ લખવાનું બીડું ઝડપ્યું. બહુ ઝડપથી લખાવુ છું. લખાવુ ત્યારે નખનાર લખ્યે જ જાય વચ્ચે અટકે નહિ કે મોને નહિ તો જ મારો પ્રવાહ સફળ બને મને શરૂઆતમાં શંકા હતી પણ આ સાહિત્યપ્રેમી સંગ્રાહક-લેખનકામાં પણ અજબ જણાયા, 'શારદા' ના એક નહિ બે નહિ પણ એક પછી એક નીકળતા ભેટ પુસ્તકો તૈયાર કરવામાં એમનો સહકાર ઘણો જ કિંમતી છે. એમની પુસ્તકો સંઘરવાની ને વાંચવાની કલા વિશિષ્ઠ છે એટલુ જ નહિ પણ જો કલમ પકડે તો લેખનકામાં પણ જરૂર તેઓ યશસ્વી બને એવી તાકાત ધરાવે છે

'શારદા' ના ભેટ પુસ્તકો તૈયાર કરવામાં એમની એ દિલભરી સહાય જરૂર આપણા અભિનંદન લઇ જાય છે

'શારદા'ના રૌપ્ય મહોત્સવનો પ્રસંગ આવ્યો રૌપ્ય મહોત્સવ ઉજવવાની ભગીરથ તૈયારીઓ કરવામાં શ્રી જયંતિલાલ કે ઠક્કર, શ્રી પુરુષોત્તમ કે મદિરાણી, શ્રી દામોદરદાસ ગુપ્તા, શ્રી. દુલાભાઇ કાગ, શ્રી મેઉભા ગઢવી એ સર્વ મિત્રોએ રૌપ્ય મહોત્સવના પ્રસંગને બહુ ભારે જહેમત ઉઠાવી યશસ્વી બનાવ્યો

રૌપ્ય મહોત્સવ સમિતિના પ્રમુખ શ્રી લીલાવતી મુનશી, ઉપપ્રમુખો શ્રી નાનજીભાઈ કાલીદાસ મહેતા, શ્રી કૃષ્ણરાજ ઠાકરશી, શ્રી રતીલાલ મુળજી ગાંધી, શ્રી. ખુશાલદાસ કુરજી પારેખ, શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ, શ્રી. ભાનુશંકર બા. વ્યાસ અને રૌપ્ય મહોત્સવને પ્રમુખસ્થાને આવી એ પ્રસંગને ગૌરવભર્યો બનાવનાર શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી એ સર્વ મિત્રોએ પ્રેમભાવે 'શારદા'ને સાથ આપી સાચો મિત્રપ્રેમ દાખવ્યો એ માટે કીયા શબ્દોમાં આભાર માનું ?

'શારદા' રૌપ્ય મહોત્સવની યાદગીરીમાં દોઢસો લાઇફ મેંબરની યોજનાને સફળ બનાવવામાં જેનો મુખ્ય હિસ્સો છે એવા 'શારદા'ના પરમ મિત્રો શ્રી ખુશાલદાસ કુરજી પારેખ તથા શ્રી ભાઈદાસ ધારસીભાઈ ભુતાએ જે શ્રમ લીધો છે એને સાચી મિત્રતાના સુંદર દષ્ટાંતરૂપે વર્ષો સુધી ગુજરાત નહિ ભૂલે.

'શારદા' રૌપ્ય મહોત્સવ પ્રસંગે ત્રણ વર્ષ સુધી દર વર્ષે લેખકોને એક એક હજારના પારિતોષિક આપવાની યોજનામાં સાથ આપનાર મિત્રો તરીકે શ્રી. વોરા અને શ્રી. વખારીયાનો આભાર શી રીતે ભુલાય ? પહેલા વર્ષના રૂપિયા એક હજાર શ્રી. નંદલાલ દુર્લભદાસ વોરાએ આપ્યા છે અને બીજા વર્ષના રૂપિયા એક હજાર શ્રી. દ્વારકાદાસ હરીદાસ વખારીયાએ આપ્યા છે. શ્રી. અને સરસ્વતીના આ સહકાર ગુજરાતમાં નવિન યુગનાં દર્શન કરાવે છે.

આ 'અભિનંદન ગ્રંથ' તૈયાર કરનાર ત્રણ સમર્થ સાક્ષર મિત્રોએ આ ગ્રંથ પાછળ મિત્રભાવે ઉઠાવેલ જહેમત સફળ થઇ છે એમ કહેતાં મને હર્ષ થાય છે. શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ, શ્રી. ભાનુશંકર બ. વ્યાસ અને શ્રી. યજ્ઞેશ હ. શુક્લ એ ત્રણે મિત્રોએ સાહિત્ય અને કલાની દષ્ટિએ જાળવી રાખવા જેવો આ ગ્રંથ તૈયાર કરી રૌપ્ય મહોત્સવ સમિતિએ સોંપેલા કાર્યને યશસ્વી બનાવી આ સારાયે પ્રસંગ પર કીર્તિકલશ ચડાવ્યો છે એમ કહેવામાં લેશપણ અતિશયોક્તિ નથી.

આ રીતે અભિનંદનના અધિકારી સર્વ મિત્રોએ 'શારદા'ની સેવાને યશસ્વી બનાવી મને ઋણી બનાવ્યો છે.

ઘણાં નામો રહી ગયાં છે. એ સર્વનો પણ આભાર માનું છું.

# અ નુ ક્ર મ



# માતૃવેદના

લેખક : કવિ શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

રે ! ઊઠો ઊઠો નરનારીઓ તન ભારતનાં
તજી આળસ ઊંઘ પ્રમાદ હો તન ભારતનાં !
તવ જનની દુઃખમાં ઝુરતી તન ભારતનાં
એ પોકારે દઈ સાદ હો તન ભારતનાં !

૨

એ ભાસે ભૂખથી બ્હાવરી તન ભારતનાં !
સહુ અંગ દીસે છે ક્ષીણ હો તન ભારતાં !
ત્રીસ કોટિ સંતાનો છતાં તન ભારતનાં !
કયમ માત અરે ! બલહીન હો તન ભારતનાં !

૩

એ કેશ છૂટે વિલપી રહી તન ભારતનાં !
શિર ઊગ્યાં દુઃખનાં ઝાડ હો તન ભારતનાં !
એ લૂંટાણી વીર માવડી તન ભારતનાં !
પડી પરદેશીની ધાડ હો તન ભારતનાં !

૪

એની લૂંટી લીલી વાડીઓ તન ભારતનાં !
વળી લૂંટયા ધનભંડાર હો તન ભારતનાં !
રસકસે ભર્યાં ઘર લૂટિયાં તન ભારતનાં !
વળી લૂંટયા શુભ શણગાર હો તન ભારતનાં !

૫

અરે ! વસ્ત્ર ઉતાર્યાં અંગથી તન ભારતનાં !
કરી અર્ધ ઉઘાડી કાય હો તન ભારતનાં !
એનાં મહી માખણ ઘી ચોરિયાં તન ભારતનાં !
વળી ગૌધન ગૂડયું હાય ! હો તન ભારતનાં !

૬

ભીડભંજન ભાંગ્યો રેંટિયો તન ભારતનાં !
કરી જગમાં સૌથી રાંક હો તન ભારતનાં !
એને જકડી જીંજીર નાખીને તન ભારતનાં !
વાળ્યો છે આડો આંક હો તન ભારતનાં !

૭

એનાં જીવનની જડીબુટ્ટીઓ તન ભારતનાં !
ત્રણઃ ધેનુ, ધરા ને ત્રાક હો તન ભારતનાં
મૂળ ખોદી એનાં સ્થાનમાં તન ભારતનાં !
રોપ્યાં દુર્વૃક્ષ ઘણાંક હો તન ભારતનાં !

૮

એને ઊંડા ઘાવ ઘણા કર્યા તન ભારતનાં !
વહે અંગ રુધિરનાં પૂર હો તન ભારતનાં !
એનાં હાડ હજુ ગળતાં દીસે તન ભારતનાં !
નથી મુખડે પ્રાચીન નૂર હો તન ભારતનાં !

૯

રે ! ઊઠો ઊઠો નરનારીઓ તન ભારતનાં !
કયમ આમ હજુ બેભાન હો તન ભારતનાં !
અરે ! પ્રમાદ કયાં લગી સેવશો તન ભારતનાં !
થયું જીવતર આ વેરાન હો તન ભારતનાં !

૧૦

તવ પ્રમાદ પર વીજળી પડો તન ભારતનાં !
આળસને ડસજો નાગ હો તન ભારતનાં !
પરદેશી ભભકતા મોહને તન ભારતનાં !
મૂળમાંથી લાગો આગ હો તન ભારતનાં !

૧૧

તવ પુનિત ચરણમાં વંદના હો ભારત મા !
તુજ તનુ જ છીએ તૈયાર દેવી ભારત મા !
ત્રણ જીવનની જડી બુટ્ટીઓ હો ભારત મા !
સૌ સીંચીશું ધરી પ્યાર દેવી ભારત મા !

૧૨

ધરા ધીંગી ખૂબ ખેડશું હો ભારત મા !
સંઘરશું ધાન્ય કપાસ દેવી ભારત મા !



શ્રી. ત્રિભોવન ગૌરીશંકર વ્યાસ

ગૌધન સૌ ઘર ઘર રાખશું હો ભારત મા!
તને પાશું તાજી છાશ દેવી ભારત મા!

૧૩

લઇ ચક્ર સુદર્શન રેંટિયો હો ભારત મા!
કાંતીને કરશું રંગ દેવી ભારત મા!
એની ખાદી પહેરી ખંતથી હો ભારત મા!
બહુ ધરીશું અંગ ઉમંગ દેવી ભારત મા!

૧૪

બહુ લખ્યાં વાંચ્યાં ને ચીતર્યાં હો ભારત મા!
પણ ખોઇ બધી તાકાત દેવી ભારત મા!
થયાં એથી હાડ હરામનાં હો ભારત મા!
ગમે વણમહેનતની વાત દેવી ભારત મા!

૧૫

હવે આજ અમે સહુ જાગિયાં ભારત મા!
સમજયાં એ સઘળો મર્મ દેવી ભારત મા!
પટ પરદેશી ઝટ ત્યાગવા હો ભારત મા!
કાંતીશું સમજી ધર્મ દેવી ભારત મા!

૧૬

નહિ કોઇ હવે નવરો રહે હો ભારત મા!
શરૂ થશે સુદર્શન યજ્ઞ દેવી ભારત મા!
સહુ મળી આહુતિ આપશું હો ભારત મા!
જોઇ દેવ થશે મન મગ્ન દેવી ભારત મા!

૧૭

દિગ્વિજય થશે દશ દિશમાં હો ભારત મા!
વિસ્તરશે પ્રૌઢ પ્રતાપ દેવી ભારત મા!
થઇ દેવી સચેતન માવડી હો ભારત મા!
તજી અંતરથી સંતાપ દેવી ભારત મા!

૧૮

નીર આવ્યાં નેણે હર્ષનાં હો ભારત મા!
તજી મૂરછો જાગ્યા પ્રાણ દેવી ભારત મા!

સુખ આશામાં મલકી રહયું હો ભારત મા !
વહતી સુખ ગંભીર વાણુ દેવી ભારત મા !
o o o o

૧૯
પ્રિય ! પ્રાચીન ગૌરવને સ્મરો મુજ સંતાનો !
છો શક્તિના ભંડાર પ્યારાં સંતાનો !
બહુ જગમાંહ જશવંત છો મુજ સંતાનો !
છો ધર્મ હૃદય ધરનાર પ્યારાં સંતાનો !

૨૦
નૃપ માંધાતા સરખા થયા મુજ સંતાનો !
પૃથુ સગર સમા બલસીમ પ્યારાં સંતાનો !
હતી રામ ને લક્ષ્મણ જોડલી મુજ સંતાનો !
વળી ભડ અર્જુન ને ભીમ પ્યારાં સંતાનો !

૨૧
અતિ સમર્થ ઋષિ મુનિઓ હતા મુજ સંતાનો !
વળી કૃષ્ણ સમા ભગવાન પ્યારાં સંતાનો !
તવ શૌર્ય જગતભર ગાજતું મુજ સંતાનો !
હતું સંયમ શાંત સૂકાન પ્યારાં સંતાનો !

૨૨
મને સ્મરી સકળ ફરી ઊઠજો મુજ સંતાનો !
કરવા શુભ જીવન પ્રયાણ પ્યારાં સંતાનો !
તન સુયશ દિગંતે ગાજશે મુજ સંતાનો !
પ્રેરાશે જગમાં પ્રાણ પ્યારાં સંતાનો !

૨૩
કસી કમર ધસો કર્તવ્યમાં મુજ સંતાનો !
છો વીરભુમિના છોડ પ્યારાં સંતાનો !
મુજ હાડ નથી હલકું અરે ! મુજ સંતાનો !
નથી જગમાં મારી જોડ પ્યારાં સંતાનો !

૨૪
મન ધારો ઉન્નત ધારણા મુખ સંતાનો !
ઊલટશે ચેતન અંગ પ્યારાં સંતાનો !

તવ આત્મા પ્રબળ પ્રકાશશે મુજ સંતાનો !
કંઇ ચડશે નવલો રંગ પ્યારાં સંતાનો !

૨૫
જો જંજીર દૃઢ તૂટી ગઇ મુજ સંતાનો !
દુઃખ દળદર થશે નષ્ટ પ્યારાં સંતાનો !
તવ પુનિત સબળ પુરુષાર્થની મુજ સંતાનો !
હવે રાહ જુએ અદૃષ્ટ પ્યારાં સંતાનો !

૨૬
ભૂણી પરદેશી લતની જળો મુજ સંતાનો !
મારૂં ચૂસે સકળ રૂધિર પ્યારાં સંતાનો !
દૂર ફેંકો એને અંગથી મુજ સંતાનો !
તો બનશે સ્વસ્થ શરીર પ્યારાં સંતાનો !

૨૭
એનો ઝેરી દંશ રુઝાવવા મુજ સંતાનો !
છે ખાદીવિણ સૌ ન્યૂન પ્યારાં સંતાનો !
લઇ હાથ રૂપાળો રેંટિયો મુજ સંતાનો !
જગવો સૌ અવિરત ધૂન પ્યારાં સંતાનો !

૦ ૦ ૦

૨૮
ઓ જગદીશ્વર કરુણાનિધિ પ્રભુ ! ભારતમાં !
દૃઢ શ્રદ્ધા ને વિશ્વાસ દેજે ભારતમાં !
તારી પ્રિય એક એ પ્રભુ ! ભારતમાં !
ભરી હૈડે દિવ્ય હુલાસ દેજે ભારતમાં !

૨૯
અતિ આત્મવિશુદ્ધિ સ્થાપજે પ્રભુ ! ભારતમાં
અંતરમાં નિર્મળ પ્રેમ દેજે ભારતમાં !
હરી કુસંપ ને કડવાશ સૌ પ્રભુ ! ભારતમાં !
પ્રસરાવી કુશળતા ક્ષેમ દેજે ભારતમાં !

૩૦
બધી ધરા લીલીછમ રાખજે પ્રભુ ભારતમાં !
મોં માગ્યા મીઠા મેહ દેજે ભારતમાં !

સુખી જીવતર સારું આપજે પ્રભુ ! ભારતમાં !
વળી ધીંગા ઘડળા દેહ દેજે ભારતમાં !

૩૧

દે ભૂંગરમગ શી બાજરી પ્રભુ ! ભારતમાં !
વળી મોતી સરખી જુવાર દેજે ભારતમાં !
દે પરસેવાના પાક સૌ પ્રભુ ! ભારતમાં !
જે જોતાં ઉપજે પ્યાર દેજે ભારતમાં !

૩૨

મત્તવાલી ભેંશો આપજે પ્રભુ ! ભારતમાં !
ગોરી ગાવડલીનાં દૂધ દેજે ભારતમાં !
શુભ ઉદ્યમ એવા આપજે પ્રભુ ! ભારતમાં !
તન મન ધન થાયે શુધ્ધ દેજે ભારતમાં !

૩૩

દે નેતા નેહે નીતરતા પ્રભુ ! ભારતમાં !
વળી પંચ ધરમનાં ધામ દેજે ભારતમાં !
દે મહાજન સૌ સતવાદીયા પ્રભુ ! ભારતમાં.
વળી ગોકુલિયાં શાં ગામ દેજે ભારતમાં.

૩૪

દેજે રણઝણતો રેંટિયો પ્રભુ ! ભારતમાં.
વળી ઉજળો દેવ કપાસ દેજે ભારતમાં !
તારી કૃપા એના પર ઉતરો પ્રભુ ! ભારતમાં.
ત્યાં સૌનો સરસ સમાજ દેજે ભારતમાં !

•

# સિદ્ધરાજ મહારાજની અંત ઘડી

શ્રી. અંબાલાલ નાથાલાલ મીસ્ત્રી બી. એ. એલએલ. બી.

પાટણ પર ચિન્તાના વાદળ ઘેરાયા હતા. સિદ્ધરાજ મહારાજા મરણ પથારીએ પડયા હતા. માંદગી વધી ગઇ હતી. ગંભીર બની ગઇ હતી વૈદો હતાશ બની ગયા હતા. આ માંદગીમાથી મહારાજને બચાવે તેવો ધન્વન્તરી જડતો ન હતો.

પાટણ રાજમહેલમાં વિષાદનું વાતાવરણ જામ્યું હતુ રાત દિવસ અનેક પ્રકારના માણસોની અવરજવર ચાલુ હતી. મંત્રીઓ જતા આવતા, મુત્સદીઓ જતા આવતા, સૈનિકો જતા આવતા, મહાજનો જતા આવતા, બ્રહ્મદેવો જતા આવતા, જૈનયતિઓ જતા આવતા, જોષીઓ જતા આવતા,—કોઇ પણ મહેલમા જનાર સારા સમાચાર લાવતુ નહિ.

પાટણના મહેલના દરવાજે પ્રજાજનનાં ટોળા એકઠા મળી મહારાજની સુખાકારીના સમાચાર જાણવા આતુરતા બતાવતાં હતાં પણ સુખદ સમાચાર કોઇ આપતું નહિ.



શ્રી અંબાલાલ નાથાલાલ મીસ્ત્રી બી એ. એલએલ બી

સૌ પર શોકના ઓછાયા ફરી વળ્યા હતા—આશાનું કિરણ જણાતું નહિ.

છેલ્લા કેટલાક દિવસથી મહારાજ બેશુદ્ધ હતા—તેમની વાચા બંધ હતી. મહારાજ જ્યારે કંઇક ભાનમાં હતા ત્યારે અપાર અશક્તિ છતાં બોલવા પ્રયત્ન કરેલો પણ બોલી શક્યા નહોતા. તે ખાસ કંઇ કહેવા માગતા હતા પણ કહી શક્યા નહોતા અને તેમની વાચા જકડાઇ ગઈ હતી.

મુવાનેય જીવતા કરે તેવી, ગમે તેવા બેશુધ્ધ દેહને બોલતો કરે તેવી તીવ્ર અંત સમયની માત્રાઓ વૈદો અજમાવી ચુક્યા હતા પણ મહારાજની વાચા ખુલતી નહોતી. મહારાજનો જીવ ઉંડો ઉંડો ઉતરતો હતો. ફક્ત તેમનો ભાલપ્રદેશ ધીકતો હતો.

કેટલાય દિવસો સુધીની આવી અંતીમ સ્થિતિ પછી આજે કંઇક નવું ચિહ્ન દેખાતુ હતું. મહારાજ બેશુધ્ધ હતા પણ મહારાજના અંતરમાં મનોયુધ્ધ ચાલતું હોય તેમ તેમના મુખ પરના ભાવ બદલાતા હતા. કદી કદી તેમના હોઠ બીડાતા હતા. રાજવૈદ અતિ શુભ ચિહ્ન માનતો હતો. સૌ આતુરતાથી જોઇ રહ્યું હતું.

શીળા પ્રકાશવાળા એક વિશાળ ખંડમાં મહારાજનો સુવર્ણપલંગ રાખવામાં આવ્યો હતો. રંગબેરંગી મશરૂનાં ગાદલાં, ગાલમસુરીઆં, ઓશીકાં અને બગલાની પાંખ જેવી રેશમી ચાદરોથી ભરપુર પલંગમાં સિદ્ધરાજનો ગોરો પણ કૃશ બની ગયેલો દેહ, ચૈતન્યહીન, જાણે ઢગલો થઇ પડયો હતો. જે બલીષ્ટ લાંબા બાહુઓએ 'સમશેર બળે' અનેક ગર્વીષ્ટ રિપુઓના ગર્વ હણ્યા હતા તે બાહુઓ અચેતન ચીથરા સમા વાંકા વળી પડયા હતા. આવી જીવલેણ માંદગી છતાં મહારાજના મુખ ઉપરનો પ્રતાપ ખરયો ન હતો—એમની મૂછો પવનથી સહેજ ફરકતી હતી—તે ધીમા શ્વાસ લેતા હતા. સિંહ જાણે છેલ્લા શ્વાસ લેતો હોય.

ઓરડામાં એક બાજુ બીછાવેલ આસનો પર ભોંય પર મંત્રીઓ બેઠા હતા. એક બાજુ વૈદો અનેકવિધ સાધનો સાથે બેઠા હતા, પરિચારીકો ચારે બાજુ ઉભા હતા, નજીકની પરસાળમાંથી બ્રહ્મદેવોના ગીતા વાંચનના, જપતપના અવાજો આવતા હતા. તેમની બાજુમાં જોષીઓ આંગળીના વેઢા ગણતા ભાવિ જોતા હતા.

અને આ ઓરડાની બાજુમાં મોટા બારણામાં ચક હતો તેની પાછળ અંતઃપુરની રમણીઓ શોકમાં ડુબી મહારાજના પલંગ તરફ જોઈ રહી હતી.
મહારાજના મુખના ભાવ બદલાવા માંડયા. રાજવૈદે મહારાજના કપાળને હાથ અડાડયો —કપાળ ધીકતુ હતું. તેમણે શીતદ્રવ્યો તૈયાર કરી મહારાજના કપાળે આછા હાથે આડ કરવા માંડી. આડ પુરી થાય ત્યાં મહારાજનું માથું સહેજ હાલ્યું. મહારાજના હોઠ સહેજ હાલ્યા પણ કંઇ શબ્દ બહાર આવ્યા નહિ. તેમણે આડ પુરી કરી.

રાજવૈદ શાણો હતો. મહારાજ બેશુદ્ધ થયા ત્યારથી તેણે એક મહેતાને પલંગ પાસે જ લેખીની લઇ બેસાડયો હતો. બેશુદ્ધ થતી વખતે મહારાજ કંઇક કહેવા માગતા હતા તે ગમે તે વખતે બોલી જાય અને મહારાજની અંતીમ ઇચ્છા શબ્દોમાંથી જણાય તેમ માની મહારાજ બોલે તે ત્રુટક શબ્દો ટપકાવી લેવા તેણે મહેતાને ખાસ સૂચના આપી હતી. મહેતો લેખીની સાથે તત્પર જ હતો.

રાજવૈદે બીજુ શીત દ્રવ્ય તૈયાર કરાવ્યુ તેણે ફરીથી આંક કરી મહારાજનું માથુ ફરી હાલ્યુ ફરીથી બીડાયેલા હોઠ જરા ખુલ્લા થયા અને ઉંડેથી અવાજ આવ્યો મહારાજના મોમાથી સ્પષ્ટ ધીરેથી પણ ભાર દઈ બોલાયેલા શબ્દો ખરી પડયા—

" માતા ! હુ વચન આપુ છુ, સોલંકીઓની ગાદી હુ દીપાવીશ. "

સૌ સાભળનારના મુખ ઉપર આશાની તેજ રેખા પ્રગટી વૈદરાજના મુખ ઉપર આછુ સ્મિત પ્રગટયુ—મહેતાએ લેખીની વડે શબ્દો ટપકાવી લીધા.

મહારાજ શુદ્ધિમા આવશે તેમ આશા પ્રગટી પણ મહારાજ તો ફરીથી શાન્ત અચેતન બની ગયા થોડી વારે વળી શબ્દો વેરાયા—

" કીર્તિના અમર કોટડા રચીશ, માતા ! "

ફરીથી મહેતાએ શબ્દો ટપકાવી લીધા સાભળનાર વધુ ઉત્તેજીત બન્યા રાજવૈદે ખુલાસો કર્યો

" મહારાજ ગતજીવનના તદ્રા સ્વપ્ના જોતા જણાય છે " આવા સ્વપ્ના પછી શુ બને તે અનુભવી વૈદ જાણતો હતો આટલુ બોલી તે ગભીર બની ગયો

અને વૈદની વાત સાચી હતી સિદ્ધરાજ મહારાજનો દેહ જર્જરિત, આત્માના વાસ માટે તદન જીર્ણ બની ગયો હતો જીર્ણ વસ્ત્ર ફેકી દેવા આત્મા તૈયાર હતો પણ એક ઇચ્છા એક વૃત્તિ—એક વાસના—એક મૂંઝવણ આત્માને રોકી રહી હતી પ્રચડ મનોબળે આત્મા દેહને વળગી રહ્યો હતો અને બહારથી અચેતન બેશુદ્ધ છતા આત્મા સમગ્ર જીવનની સમાલોચના કરતો હોય તેમ જીવનના બધાએ પ્રસગો તદ્રામા મહારાજ જોતા હતા—ફરીથી જાણે જીવન આખુ જીવતા હતા ફરીથી જાણે પોતાની જવલત કારકીર્દી ચિત્ર સમી ભજવી રહયા હતા

મહારાજ જોતા હતા એક પછી એક જીવનના મહા પ્રસગો અતર દૃષ્ટિ આગળ તાદૃશ થતા

અનેક વરસો પર જયદેવ ગાદીએ આવ્યો બાળ જયદેવને રાજ્યાભિષેકના ભભકાભર્યા સમારભો બહુ ગમ્યા થકવી નાખે તેવી વિધિઓ કરવાની છતા તે ધીરજથી સહી રહયો પોતે પાટણની ગાદી ઉપર આવ્યો છે તે ખ્યાલે ગર્વ અને આનદ અનુભવ્યા માતા મીનળદેવી—બુદ્ધિવતા મહાન તેજસ્વી માતા રાજ્યશાસનના રોચક પાઠો આપવા માડયા

આ બધુ સિધ્ધરાજ મહારાજ તદ્રામા ફરીથી અનુભવી રહયા ગાદીએ આવ્યા પછી માતા મીનળદેવીએ એકવાર જયદેવને બેસાડી, બહુ હેતથી તેના બરડા ઉપર હાથ ફેરવી, સોલકીઓની ઉન્નત ગાદીના ગુણ ગાઈ જયદેવની જવાબદારીનુ ભાન કરાવી પૂછેલુ

" જયદેવ ! ખબર છે આ તો સોલકીઓની ઉન્નત ગાદી છે ? "

અને બાળ જયદેવ માથુ ઉંચુ કરી દૃઢ વિશ્વાસથી બોલેલો

" માતા ! હુ વચન આપુ છુ સોલકીઓની ગાદી હુ દીપાવીશ " માતા પ્રસન્ન થયેલા

મહારાજે હાથ જોડવા પ્રયત્ન કર્યો. કીર્તિનાં અમર કોટડાંય કાળચક્રમાં વિલિન થવાનાં છે તે ખ્યાલે મહારાજને થતી ચિન્તા અને દુઃખ આ શબ્દોમાં પ્રગટ થયાં.

મહેતાએ શબ્દો લખી લીધા અને મહારાજ તો કેટલાંય અસંખ્ય કીર્તિનાં કોટડાં અને સ્મારકો જોવા માંડયા-તંદ્રામાં તેમણે કેટલુંય જોયું. કેટલાય ગઢો, સરોવરો, વાવ તલાવો પ્રગટ થતાં જોયાં અને જોતા જોતા જાણે કંઈ નવી દીશામાં ગયા હોય તેમ તેમના મુખ ઉપર અપાર ક્રોધની રેખાઓ ઉપસી આવી. એમનું સુકાયેલું મુખ વિકાળ બની ગયું. ડોક ઉંચી થઇઅને તે રાડ પાડી ઉઠયા.

" રા' રાણકને ઉપાડી ગયો ! સૈન્ય સજ્જ કરો, રા'ને રોળો, ગઢ પાડો, રાણકને ઉતારો ઝટ કરો–"

સૌ સમજી ગયા. મહારાજ ફરીથી રાણકનો પ્રસંગ જોતા હતા કે અનુભવતા હતા. સિધ્ધરાજને વરદાયેલી રાણકને રા' લઇ ગયો. બારોટોએ સમાચાર આપ્યા અને સિધ્ધરાજ મહારાજનું લોહી તપી ગયેલું–જે રાડ તેમણે પાડેલી–ફરીથી મરણ પથારીએ તે પ્રસંગ જોતા તે રાડ પાડી બેઠા.

તંદ્રામાં તે મોટું સૈન્ય લઇ ઉંચો ગઢ ગિરનાર જીતવા ઉપડયા–વરસો વરસો સુધી ચાલેલો ઘેરો. હરહંમેશનાં યુધ્ધ, આખરે ગઢમાં ઘુસવુ—અને ખેલાયેલો સંગ્રામ. સિધ્ધરાજ અને રા'નું દ્વંદ્વ યુદ્ધ ફરી ખેલાયું. મહારાજનો દેહ પથારીમાં ઉછળવા માંડયો–અહા ! તે સમશેર લઇ રા' ઉપર ત્રાટકયા હતા. અચેતન હાથ સજીવ બની ઉછળતા હતા. તે શબ્દો સંભળાયા:

" લે, જો. રા' "

મહારાજે તંદ્રામા રા'નું શિર જુદું કરી રોળી નાખ્યો હતો. ઉંચો ગઢ ગીરનાર પડયો હતો. રા' રોળાયો હતો. પણ સોરઠની સતી જીતાઇ નહોતી. માતા મીનળદેવીએ કહેલું " માથું રા' નું આપી દે જયસિંહ તું બધા ગઢ જીતીશ, સતીના શિયળ ગઢ નહિ જીતે." માથું આપી દીધું. સતી ચિતાએ ચડી. સતીએ શાપ્યો.

" તો જીવતો રહે અને બહુ ભવ માણજે, સિદ્ધરાજ ! મારા રા'ને હણ્યો તે માટે શાપતી નથી. મારા પુત્રોને હણ્યાંતે માટે શાપુ છું કે તું અપુત્ર મરજે "

ફરીથી તંદ્રામાં મહારાજે સતીને ચિતાએ ચડેલી–શાપતી જોઈ તે બોલી ઉઠયા.

" સિધ્ધરાજ અપુત્ર ! દેવડી ! સોલંકીઓની ગાદી પછી કોણ ઉજાળશે ? "

મહેતાએ શબ્દો ટપકાવ્યા. સૌને એજ મૂંઝવણ હતી. શાપ સાચો પડયો હતો, સિધ્ધરાજ મહારાજ અપુત્ર વિદાય લેતા હતા. તેમના પછી ગાદી કોણ ઉજાળશે ? એજ પ્રશ્ન સૌને મૂંઝવતો હતો. મહારાજ એ બાબતમાં કંઇ કહી શકયા નહોતા. હવે કદાચ મહારાજના મોંમાંથી જવાબ મળશે. તે આશાએ સૌ મીટ માંડી રહ્યું.

પણ સિધ્ધરાજ મહારાજનો આત્મા તો પછી કંઇ કંઇ જીવન પ્રસંગો જોવા ઉતરી પડયો. તેણે જસમાની ચીતા જોઇ–મયાનું બલીદાન જોયું–સહસલીંગ બંધાતું અને તૈયાર

થયેલું જોયું—અવન્તી તરફનાં પ્રયાણુ જોયા—વરસો પરનો ઉમક પરમાર પાટણમાં આવતાં થયેલો ઉદ્વેગ ફરી અનુભવ્યો. મુંજાલ સાથેનો સંવાદ ફરી થયો, અવન્તીને જીતવાના હલ્લા ફરીથી થયા—વિજય મળ્યો—યશોવર્માને કેદ કરી પાટણ લાવ્યા—યશોવર્માએ ગર્વ અને ગૌરવનાં ભેદ બતાવી બોધ દીધા-પાટણે ઉત્સવ ઉજવ્યો. રાતે દીકમાળાઓથી પાટણ ઝળહળી ઉઠ્યું. છતાં મહારાજનું દીલ વિચારમાં પડ્યું. વરસો પર બોલી ગયેલા શબ્દો તે ફરીથી બોલ્યા—ધીમેથી બોલ્યા,

' અરે ! આ દેવનગરી સમુ પાટણે એકદા નહિ હોય ! "

બધાને આ શબ્દો સંભળાયા નહિ પણ મહેનાએ તે બરાબર લખી લીધા. રાજવૈદ બોલ્યા " મહારાજ પોતાનાં વ્હાલાં દસ્યો જુએ છે અને પોતાના ભાવ પ્રગટ કરે છે. "

અને વળી પાછા મહારાજ શાંત થઈ ગયા એમના મુખ ઉપર કંઈ કંઈ ભાવ આવી ગયા—એમણે જીવનનાં પરાક્રમો ફરીથી ખેલી જોયાં—રાતે વેષપલટા કરી નગરચર્ચાઓ જોઈ, રાજમહેલ અને રાણીવાસના ભોગો ફરીથી ભોગવી જોયા, હૃદયમા સ્થાન પામે તેવી રાણીઓ તેમને મળી હતી પણ સોલંકીની ગાદી ઉજાળે તેવો વાન્સ આપવા સૌ નિષ્ફળ 'નિવડી હતી. મહારાજ તદ્રામા ચિંતા સેવી રહ્યા

વળી તેમણે એક પછી એક પોતાના સહચારીઓને વિદાય લેતા જોયા-માતા મીનળદેવીએ લીના સંકેલી. કદીએ આંસુ નહિ પાડનાર સિદ્ધરાજ મહારાજ—વજની છાતી-વાળા મહારાજ માતાની વિદાય વેળા મૂંઝાઇ ગયેલા અને રડી ઉઠેલા. તંદ્રામાં મહારાજ માતાને ફરી વિદાય લેતી જોઇ—મીનળદેવીએ તેમના શિરે હાથ મૂકયો અને છેલ્લી આશિષ દેતાં જોઇ—તેમને ડુસકું આવ્યું અને આંખમાંથી અશ્રુધારા ચાલી·

ખચીત મહારાજ પથારીએ પડયા હતા. તેમણે નિશ્વાસ મૂકયો અને તેમની આંખના ખૂણામાંથી નીર ઝરતું દેખાયું. વૈદે બારીક વસ્ત્રથી લુછવો માંડયું.

આ જોઇ સૌનાં વદન દીન બની ગયાં. અહોહો, સિધ્ધરાજ મહારાજની આંખમાં આંસુ ! —અરે તે દુઃખથી—દેહની પીડાથી રડતા હશે ! અગર એવું શું જોતા હશે !

જિંદગીમાં કદીએ કોઇએ મહારાજને રોતા જોયા નહોતા. એ ગર્વિષ્ટ સિંહ ગરવોજ રહયો હતો.

તંદ્રામાં મહારાજે વળી પોતાના જીવનનાં છેલ્લા વરસો જોયાં. માતા ગયાં, મૂંઝાઇ ગયો, મિત્રો ગયા, વિશ્વાસું સામંતો અને શુરવીરોએ ગયા—નવા નવા મિત્રો વચ્ચે તે રાજ્યધુરા વહેતા હતા. પણ એકલતા સાલતી હતી—અટુલાપણું લાગતુ હતું.

મહારાજની કીર્તિ અને સોલંકીઓની ગાદીની કીર્તિ દીકદીક ગાજતી હતી. તે દેવ સમા અને અજીત મનાતા હતા. પણ તેમને હર્ષ નહોતો—જીવનની એકલતા—અસારતા તેમને સાલતી હતી. એકદા પાટણના એક પ્રખ્યાત મંદીરમાં એક પરમ સંન્યાસી પધારેલા. મૃગચર્મ પર બીરાજેલા શાન્ત પ્રસન્નતાની મૂર્તિસમા સંન્યાસીને નમી વિચારમાં પડતાં સિધ્ધરાજ મહારાજના મનમાં એક તીવ્ર ભાવ પ્રગટ થયેલો અને તેમનું અંતર બોલી ઉઠેલું—આ દસ્ય ફરીથી મહારાજ જોતા ખોવી ઉઠ્યા:

" રાજન સિંહાસનો કરતા મૃગચર્મના આસન શું મોગ ! " તાજુબ બની મોં માગળી રહયા મહેતાએ હાગજીથી શબ્દો ટપકાવ્યા મહામંત્રી જે ચુપ હતા તે તાજુ। યતા બોલ્યા " મહારાજમા આ વિરક્તિ કયાથી '

ખચીત મહારાજે પોતાની કર્તવ્યપરાયણનામા કદી ઉદાસીનતા બતારી નહોતી રાજ્યધુરા અને પ્રજા કલ્યાણની કર્તવ્યતા એકનિષ્ઠાથી બજાવી હતી અંગત નાગ ઈના અંગાર તેમણે અંતરમા જ સમાવ્યા હતા

તદ્રામાય જીવનનીના સંકેતવા માડી-ઝેર મૂઝવણભર્યો પ્રશ્ન રહ્યો સોનકીની ગાદી કોણ ઉજાળશે ? પોતે નહિ હોય ત્યારે પાટણની ગાદી અને તેની કીર્તિને જાગવે તેવો કોણ ગાદીએ આવશે '

એ ચિંતા ચાલુ હતી કુમારપાળનુ નામ મોનાતુ અને તે ભભૂકી ઉઠતા કુમારપાળ વીર છે પણ સોનકીનું શુદ્ધ ' ક્ષત્રિયનું ' લોહી તેની નસોમા નથી તે અશુદ્ધ મિશ્ર લોહીવાળા કુમારપાળને ગાદીએ લાવી ઉન્નત ગાદીને અશુધ્ધ કરવા તૈયાર ન હતા એ ઠીક નહી તેવો નિશ્ચય તેમણે કર્યો હતો

પરંતુ જોષીએ ભાવિ ભાખ્યું. હેમસુરી મહારાજે પણ ભાખ્યુ છે કે ગાદી કુમારપાળના નસીબમા નિર્માઈ છે.

સિદ્ધરાજ મહારાજ ભાવિના લેખ ભુંસવા તત્પર બન્યા હતા કુમારપાળને પરલોકમા મોકલી વિધિને નિષ્ફળ બનાવી અટહાસ્ય કરવા તે આતુર બન્યા—પણ કુમારપાળ છટકી ગયો

પાટણના રાજમહેલમા જૈન સાધુ બની કુમારપાળ આવ્યો પણ છટકી ગયો—કેટલીય શોધો કરી, હાથ આવ્યો નહી

છેવટ સ્તભનીથમા હેમસુરી મહારાજની છાયા નીચે મંત્રી ઉદયનના આશરે કુમારપાળ રહે છે તે ખબર મળતા સૈન્ય મોકલ્યુ—ત્યાંથીએ તે છટકી ગયો

હેમસુરી મહારાજ પોતાનું ભાવિ કથન સાચું ઠરાવવા સામે પડયા હતા—

મહારાજ નવો ઉપાય શોધે તે પહેલા દેહના દર્દો ઘેરી વળ્યા—મહારાજ પથારીએ પડયા

કરવુ શુ ?—કુમારપાળને ગાદીએ આવતો કેમ અટકાવવો ?

બોલવા જતા તે અટકી જતા-ઉપાય સુઝતો નહિ ત્યા વાચા બંધ થઇ ગઇ—વળી ઉંડે ઉતરી ગયેલા આત્માએ જોર કરી જીવનલીલા જોવા માડી અને છેવટ જાગ્રત બની વિચાર કર્યો—તદ્રામા વિચાર કર્યો કુમારપાળ જીવતો છે તે ખ્યાલે અતિ દુઃખ થયુ અને તે બોલી ઉઠયા

" આખરે કુમારપાળ જીવતોજ રહયો ! "

સાભળનારા એક બીજા સામે જોઇ રહ્યા કહાનદેવ જે કુમારપાળનો બનેવી થતો હતો અને છાની રીતે કુમારપાળને ગાદી અપાવવા હંમેશ પ્રયાસ કરી રહ્યો હતો તે ઉંચો થયો-તે વધુ સાભળવા આતુર બન્યો

મહારાજ શાન્ત થઇ ગયા. મહેતાએ શબ્દો ટપકાવ્યા. સિદ્ધરાજ મહારાજ તંદ્રામાં ઉપાય શોધી રહ્યા હતા કુમારપાળને ગાદીએ આવતો અટકાવવાનો, અને એકદમ વીજળી વેગે તેમને કંઇક સુઝયું અને તેમના દેહમાં ચૈતન્ય આવી ગયું. એકદમ જોર કરી તે બેઠા થવા માંડયા.

સૌ કોઇ હાં હાં કરી ફરી વળ્યા-તેમને ટેકો દઇ બેઠા કર્યા-વૈદ પાછળ ટેકી બેઠો-મહારાજની આંખ સહેજ ઉઘડી તે સ્પષ્ટ જોર દઇ બોલ્યા:

"રાજગોરને બોલાવો, પાણીની ઝારી લાવો, પ્રતિજ્ઞા લેવડાવો, સૌ મંત્રીઓ, સામંતો રાજકુટુંબીઓ-મહાજનો મારી સમક્ષ પ્રતિજ્ઞા લો કે મારી પછી કુમારપાળ ગાદીએ આવશે નહિ-તમે કોઇ તેને આવવા દેશો નહિ. બોલો, આ મારી અંતીમ ઇચ્છા છે-પ્રતિજ્ઞા લેવા તૈયાર છો?"

મહારાજ પ્રત્યુત્તર માટે જોઇ રહ્યા. સૌ સ્તબ્ધ બની જોઇ રહ્યા-ક્ષણ અટકી મહામંત્રી આગળ આવ્યા ને હાથ જોડી દ્રઢતાથી બોલ્યા:

"તૈયાર છીએ મહારાજ, નિશ્ચિંત રહો. પાટણની ગાદી કુમારપાળને નહિ મળે-"

"લ્યો પ્રતિજ્ઞા" મહારાજે આજ્ઞા કરી.

રાજગોર સુવર્ણ ઝારી લઇ આવ્યા. સૌએ પ્રતિજ્ઞા લેવા માંડી. મંત્રીઓ, સામંતો, સત્તાધારીઓ સૌએ એક પછી એક હાથમાં ઝારીનું પાણી લઇ મહારાજના પગને સ્પર્શી મહારાજના આત્માને શાન્તિ આપવા પ્રતિજ્ઞા લીધી. મહારાજ અમાપ બળે કરી બેસી રહ્યા અને વિધિ જોઇ રહ્યા, એ બોલ્યા:

"કહાનદેવ કયાં?"

મહારાજ કહાનદેવને જાણતા હતા. સૌએ કહાનદેવ માટે આજુબાજુ જોયું. પાટણનો સેનાપતિ કહાનદેવ કયાં?"

કહાનદેવ ખચીત છટકી ગયો હતો. મહારાજે પ્રતિજ્ઞાની વાત કરી અને તે સૌની નજર ચુકાવી છટકી ગયો. જે પ્રતિજ્ઞા પળાય નહિ તે લેવા તે તૈયાર ન હતો.

માણસો દોડયા, મહેલ શોધી વળ્યા, કહાનદેવને ત્યાં દુતો ગયા. જ્યાં જ્યાં સંભવ ત્યાં ત્યા સ્વારો ગયા-પત્તો લાગ્યો નહિ.

મહારાજનો આત્મા અકળાવા લાગ્યો.

સમય જવા માંડયો. સંદેશ આવવા માંડયા કહાનદેવ જડતા નથી. અને ખચીત તે જડે તેવા નહોતા. મહારાજને કહેવાની કોઇની હિમ્મત ચાલી નહી.

મહારાજ છેલ્લી ઘડીએ સિંહ સમુ તાડુકે છે.

"કહાનદેવ કયાં?"

"મહારાજ! માણસો તેડવા ગયા છે."

મહારાજના કપાળ પર ભયંકર કરચલી પડી. તેમના મુખ પર અકથ્ય વેદના આલેખાઇ. જીવનની છેલ્લી બાજી તે હારી જતા હોય તેમ તે વ્યગ્ર બની ગયા.

થોડીક ક્ષણો તે મૂક રહ્યા, તે જોરથી શ્વાસ લેવા માંડયા-પછી ધીમે ધીમે મુખપરનાં વાદળ્ વીખેરાવા માંડયાં. તેના બદલે અપાર શાન્તિ અને તેજ દેખાવા માંડયાં-સમભાવ પ્રગટતો હોય-છેલ્લુ જ્ઞાન કિરણ લાધતું હોય તેમ તે પરમ શાન્તિથી બોલ્યા-

"કહાનદેવ નહિ જડે, જવા દો, ભાવિ મિથ્યા થતું નથી-મિથ્યા નહિ થાય-કુમારપાળ પાટણની ગાદીએ આવશે જ—"

જરા અટકી જાણે ઊંડુ આલોચતા હોય-કંઇક અદશ્ય જોતા હોય તેમ આંખ ઢાળી ધેરા સાદે વળી બોલ્યા —

"વિધિનાં નિર્માણ, વિધિનાં નિર્માણ કોણ ફેરવી શકે છે? વિધિના લિપિ કોણ ભુંસી શકે છે ' વિધિની લિપિ કોણ ઉકેલી શકે છે?..."

અને જાણે વિધિની લિપિ ઉકેલવા પ્રયત્ન કરતા હોય તેમ અધ્ધર અદશ્યમાં તેમણે નજર સ્થિર કરી અને જાણે વિધિની લિપિ વાંચતા હોય તેમ ઓળખાય નહિ તેવા ગહન ગેબી સાદે ઉંડાણમાંથી બોલાયું—

"વિધિના લેખ કહે છે વખત જતાં કુમારપાળે નહિ હેય, સોલંકીઓએ નહિ હોય-સોલંકીઓની ગાદીએ નહિ હોય-પાટણે નહિ હોય-પાટણપતિઓએ નહિ હોય—"

ક્ષણભર અટકી વળી ગહન વાણી ચાલી.

"કાળચક્રમાં સૌ જશે, સૌ વિલીન થશે, કેટલાંય પરિવર્તનો થશે......અને હુ આ શું જોઉં છું! અહા! યવનો, વિદેશીઓ, વિનાશો, વિલયો, પરાધીનતાઓ, દીનતાઓ, અહોહો! અસહ્ય યાતનાઓ, કંગાલીયતો, અલ્પતાઓ......ક્યાં ગયાં શૌર્ય? ક્યાં ગઇ સમૃધ્ધિ? ક્યાં ગયાં ગૌરવ? ક્યાં ગયાં તેજ? ગુર્જરરાષ્ટ્ર! ભારત! આ અવદશા!'

મહારાજના મુખ પર દુઃખની રેખાઓ અંકાઇ. યુગ યુગના શતકોના પલટાઓ જોતા હોય તેમ ફરીથી તેમની દ્દષ્ટિ અદશ્યમાં સ્થિર થઇ અને વાણીપ્રવાહ વધ્યો—

"પરંતુ માનવગણની આ અજબ જાગ્રતિ! શાન્ત યુધ્ધો! સમર્પણો! સફળતાઓ... આ મહોત્સવો શાના! સ્વાધીનતા તે આ!..."

"આ સંહાર શા! આ પાગલતા! આ નવતંત્રો! શું જોઉં છું હું! નથી જોતો સમ્રાટ, નથી જોતો રાજવી...નથી જોતો સુખ, નથી જોતો શાન્તિ કે સંપત્તિ...ક્યાં જાય છે આ સમય સરિતા! ક્યાં લઇ જાય છે કાળની ગતિ! આ પ્રજાગણો! આ માનવસમૂહો શું વાંચ્છે છે એ! શું એમની મહત્તાઓ! શું એમની આકાંક્ષાઓ! અકળ છે, અજબ છે, આ પલટાઓ-વિધિની લિપિ,શું કહે છે!-નથી ઉકેલાતું-નથી સમજાતું-ક્યાં લઇ જાય છે ગહન ગતિ કાળ ભગવાનની કે અકળ ગતિ પ્રભુની!"

પ્રભુ સાથે જાણે મહારાજના આત્માને આકર્ષી લીધો હોય તેમ મહારાજ એકાએક શાન્ત થઇ ગયા. એમના મુખ પર પરમ શાન્તિ અને તેજ છવાયાં. એમણે ધીમેથી પણ ઉંડો દીર્ઘ શ્વાસ મૂકયો.

અને એ શ્વાસ સાથે સિદ્દરાજ મહારાજ—જેમણે સોલંકીઓની કીર્તિ દીકદીકમાં ગાજતી કરી હતી, જેમણે હંમેશ મહાન વિજયો જ પ્રાપ્ત કર્યા હતા, જેમણે અનેક પ્રજાકલ્યાણનાં કાર્યો કરી કીર્તિનાં અસંખ્ય અમર કોટડાં ઉભાં કર્યાં હતાં, જેમણે ઘણાં વરસો સુધી એકનિષ્ટાથી રાજ્યધુરા વહી હતી, જેમણે પરદુઃખભંજન જેવા બની શકવર્તી ચાલુ શક પ્રવર્તાવ્યો હતો, જેમણે કેટલાય વૈભવ વિલાસો ભોગવ્યા હતા એ સોલંકીકુળ દીપક સમર્થ સિધ્ધરાજ મહારાજનો આત્મા, જગતની બધીએ ગડમથલો, ઉજ્જવલતાઓ પાછળ મૂકી, શાંતિથી ચુપકીથી, દેહ છોડી ચાલ્યો ગયો.

મહારાજની ડોક નમી ગઇ. વૈદે નાડ પકડી, છાતી ઉપર હાથ મૂકયો—માથું હલાવ્યું.

પાટણના રાજમહેલમાં કારમો રોકકળાટ મચી રહયો.-પાટણ પર અપાર શોકના ઓછાયા ઉતરી પડયા.

## કવિ પ્રેમાનંદના આશ્રયદાતા નંદુરબારના દેસાઈ શંકરદાસ



# એક નવો પ્રકાશ

લેખક : ડૉ. મંજુલાલ ર. મજમુદાર એમ. એ. એલએલ બી પી એચ. ડી.

**મ**હાકવિ પ્રેમાનંદનાં ' આખ્યાનો ' ના અભ્યાસીને એ જરૂર જણાયું હશે કે પોતાના કાવ્યોની ' ઇતિશ્રી ' વર્ણવતાં કવિ પોતાની જાતિ, જ્ઞાતિ, રચનાસ્થળ તેમજ રચનાસંવતનો પણ ઉલ્લેખ કરે છે.

પ્રેમાનંદ કવિનાં બહુમાન્ય આખ્યાનોમાંથી લગભગ દસ જેટલાં—' શિષ્ટ ' ગણિયે તેવાં—આખ્યાનો નંદુરબારમાં રહીને રચ્યા હોવાનુ સ્પષ્ટ વિધાન મળી આવે છે.

કવિ પ્રેમાનંદનો જીવનકાળ—તેમણે આપેલી રચનાસંવતોને ધ્યાનમાં રાખીને ગણીએ તો--સંવત ૧૭૦૦ થી ૧૭૭૫ સુધીનો તો અવશ્ય માનવો પડે છે; કવિ પૂરાં ·મો વર્ષ જીવ્યા કે નહીં તે બાબતનો નિર્ણય બાંધવા માટે આપણી પાસે અવાન્તર સાધનો નથી.

છતાં આટલા, નિદાન પોણીસદીના આયુષ્યકાળમાં કવિના જીવનનો મધ્યાહ્ન-કાળ ખૂબ ગૌરવવાળો વીત્યો હોય એમ માનવાને પૂરતાં કારણ મળે છે. અને તે કાળ, તેમના જીવનની નિશ્ચિતતાનો અને કવિની પરિણતપ્રજ્ઞાના પ્રકાશનો નીવડયો હોય એમ જણાય છે.

### આખ્યાનરચના

આખ્યાનોના અંતમાં આપેલી ફલશ્રુતિ સાથેની કવિની અંગત હકીકતને આધારે



ડૉ. મંજુલાલ ર. મજમુદાર

આખ્યાનરચનાને ગોઠવતા જણાય છે કે પ્રેમાનંદે (૧) સંવત ૧૭૨૯ના દુષ્કાળ પ્રસંગે 'ઋષ્યશૃંગ આખ્યાન' (૨) સં. ૧૭૩૩માં 'નરસિંહની હુંડી' (૩) સં. ૧૭૩૭માં 'નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ' (૪) સં. ૧૭૩૮માં 'સુદામાચરિત્ર' (૫) સં. ૧૭૪૦માં 'સુધન્વા આખ્યાન,' (૬) સં. ૧૭૪૧માં 'રણયજ્ઞ' (૭) સં. ૧૭૪૨માં 'નળાખ્યાન' (૮) સં. ૧૭૪૪માં 'વામનકથા' અને (૯) સં. ૧૭૪૫માં 'દ્રૌપદીહરણ' આદિના આખ્યાનો ખાનદેશમાં આવેલા નંદુરબારમાં રહીને રચ્યા છે વચમાં વચમાં કવિ સુરત પણ આવતા જતા રહ્યા છે, જે બાબત તેમણે પ્રગટપણે નોંધી છે.

## નંદુરબારમાં કેમ ?

હવે પ્રશ્ન થાય છે કે વડોદરામાં જન્મેલા પ્રેમાનંદ સુરત અને નંદુરબારમાં કેમ વસ્યા હશે ? અને તે પણ લગભગ પંદરેક જેટલા વર્ષો માટે ? તેનો ખુલાસો આપણે મેળવવો રહે છે કે કવિ પ્રેમાનંદે ખુબ વિનયથી અને સંયમથી લખ્યું કે 'ઉદર કાજે સંવ્યું નંદુરબાર'. તો આ 'ઉદર કાજે'નો અર્થ કેમ ઘટાવવો તે પ્રશ્ન આપણને પ્રાપ્ત થાય છે.

એ એક હકીકત છે કે પ્રેમાનંદ ભટ્ટ ચોવીસા જ્ઞાતિના બ્રાહ્મણ હતા જેમનો જ્ઞાતિસમૂહ ખાનદેશના નંદુરબાર અને બરહાનપુરમાં પણ વસેલો હતો વડોદરાની મિયાં મહમદની વાડી—જેમાં કવિ પ્રેમાનંદ રહેતા હતા—ત્યાંના બ્રાહ્મણો, નોદોરા તેમજ શ્રીગોડના લગ્નસંબંધો આજે પણ ખાનદેશના મુખ્ય શહેરોમાં વસતી એમની જ્ઞાતિમાં ચાલુ રહ્યા છે.

આમ કવિ પ્રેમાનંદે 'ઉદર કાજે નંદુરબાર' માં પાનો ઉલ્લેખ કરીને તેમના ખાનદેશના વસવાટ માટે ભરોસાપાત્ર હકીકત રજુ કરી છે તે ઉપરથી જોવાનું એ રહે છે કે 'ઉદર કાજે'નો અર્થ આપણે શો ઘટાવવો ?

## કોના આશ્રયે ?

અત્યાર સુધીમાં પ્રેમાનંદ કવિ સંબંધી જે જે જીવનપ્રસંગો નોંધવામાં આવ્યા છે તેમાં એક એવો પ્રસંગ ગણાવવામાં આવે છે કે પ્રેમાનંદને નંદુરબારના ઠાકોરનો આશ્રય મળ્યો હતો, અને એ ઠાકોરની રાણી ગુજરી જતા, તેના શોકને હળવો કરવા ખાતર પ્રેમાનંદે 'નળાખ્યાન'ની રચના પ્રથમ સં. ૧૭૩૦માં કરી હતી તેને પછીથી જરા વિસ્તારથી સં. ૧૭૪૨માં કરી હતી.

હવે ખાનદેશનો સમકાલીન ઇતિહાસ 'ગેઝેટિયર'માંથી મેળવતા, તે વખતમાં ખાનદેશમાં કોઇ સ્વતંત્ર રાજા, ઠાકોર કે સૂબો હોવાનું મળી આવતું નથી હકીકત આવી છે ત્યારે 'ઉદર કાજે નંદુરબાર' સંબંધી કવિસંમત વસ્તુનો મેળ કેમ બેસાડવો તે આપણને સમજાતું નથી

કવિના 'લક્ષ્મણાહરણ' કાવ્યની રચના સં. ૧૭૨૦માં તેમના કોઇ મિત્ર માધવદાસનો ઉલ્લેખ મળે છે જેણે તેમની દાઝ જાણી હોય તે ઉપરાત 'રણયજ્ઞ'ની રચના સં. ૧૭૪૧માં નંદુરબારમાં રહીને કવિએ કરી ત્યારે તેની ફલશ્રુતિમાં આવી નોંધ કરી છે

વૈષ્ણવ મહેતા શંકરદાસે, મુજને આજ્ઞા દીધીજી
કથા પૂરવે કહી કાંઇ હુતી, તે વિસ્તારી કીધીજી."

આ મહેતા શંકરદાસ કોણ હશે જે કવિને આજ્ઞા કરી શકે? તેવો કોઇ પ્રતાપી અને પ્રભાવશાળી પૂજનજન હોય તે જ કવિને આજ્ઞા કરી શકે, અને તેને જ કવિ પણ શિરસાવંદ્ય ગણે.

## પ્રકાશ મળ્યો

જ્યારે સને ૧૯૨૫મા કવિના 'રણયજ્ઞ'ની સંશોધિત આવૃત્તિ મે પહેલવહેલી પ્રગટ કરી ત્યારે, આ પંક્તિઓ સબધી મને કંઇ પણ પ્રકાશ મળ્યો નહી અને તેમા ઉલ્લેખેલા મહેતા શંકરદાસ સંબધી કાંઈ પણ માહીતી મેળવી શકાઇ નહી, અને ટિપ્પણમા તે સામે કેવળ પ્રશ્નાર્થચિહ્ન મૂકી રાખ્યુ હતું.

લગભગ ચોવીસ વર્ષ પછી એકાએક એ મહેતા શંકરદાસ સબધી પ્રકાશ મળ્યો છે તેનો પરિચય, ગુજરાતી જનતાને કરાવવાની તક મે લીધી છે

નંદુરબારના મહેતા શંકરદાસ નંદુરબારના દેસાઇ અને કાનુન્ગો હતા. જેમણે પ્રેમાનંદ જેવા ગુજરાતી કવિને જ નહી, પણ એક હરિકવિ ઉર્ફે ભાનુભટ્ટ નામના દાક્ષિણાત્ય સંસ્કૃત કવિ, જે સુરતમા રહેતા, તેમને પણ આશ્રય આપ્યો હતો

આ ભાનુભટ્ટે 'શંભુરાજચરિત' નામે મહાકાવ્યની ઘાટીનુ એક સંસ્કૃત કાવ્ય રચ્યુ છે આ કાવ્યનો નાયક છત્રપતિ શિવાજીનો પુત્ર સંભાજી હોવો જોઇએ એ પ્રકારનો પૂર્વપક્ષ એકેક વર્ષ ઉપર પૂના ભાંડારકર ઓરિયેન્ટલ ઇન્સ્ટીટયુટવાળા પ્રો ગોડેએ કર્યો હતો.

એ પૂર્વપક્ષનુ નિરસન ધુળિયા (પશ્ચિમ ખાનદેશ) માના રાજવાડે ઐતિહાસિક સંશોધન મંડળના મંત્રી શ્રીયુત બી આર. કુલકર્ણીએ બરાબર એક વર્ષ પછી, ૧૯૪૭ના જુનાઇના 'મુબઈ યુનિવર્સિટી જર્નલ'ના અંકમા કર્યું છે એમા એમણે બતાવ્યુ છે કે 'શંભુરાજચરિત'ના નાયક નંદુરબારના જ રહીશ એવા શિવશંકરદાસ હતા, જેમના પુત્રનુ નામ શંભુદાસ હતુ

આમ હોવાથી, શિવાજી મહારાજ અને શંભાજીની સાથે આ કાવ્યના નાયકનો સંબધ જોડવાયુક્ત નથી કારણ કે શિવાજીએ કદાપિ નંદુરબાર પર આધિપત્ય ભોગવ્યાનો ઉલ્લેખ નથી મળતો, સિવાય કે સુરત લૂટવા જતા રસ્તામા એ નગર આવતા ત્યા પણ લૂટફાટ થઇ હોય

## શિલાલેખ

ખાનદેશ પ્રાંતમાના સિંદખેડા નજીકના પાટણ ગામમા આશાપુરી માતાના મંદિરમા એક શિલાલેખ મોજૂદ છે જેમા લખ્યુ છે કે સં ૧૭૪૪ મા એક શિવશંકરદાસ નામના નંદુરબારના દેસાઇએ, દેવીની ભકિતથી પ્રેરાઇને, આ મંદિર બધાવ્યુ છે સંવત ૧૭૪૪ એટલે ઇ સ ૧૬૮૭નો સમય આ સમય શિવાજીપુત્ર શંભાજીનો પણ સમકાલીન સમય છે

"નંદાવતિસ્થ દેશાધિપ એવા શિવશંકરદાસ નામના પુરે લોકોની અનેક આશાઓ અને કામનાઓને પૂરનારી એવી આશાપુરી માતાનું મંદિર તથા તેનો મંડપ, દેવી ઉપરની પ્રીતિને લીધે રચાવ્યા છે,"× આશાપુરી અથવા આશાપુરા એ નામની દેવી ગુજરાતમાં

× " आशापुरी सकलकामपुरी जनाना
तस्या निकेतनमिदं अथ मंडपश्च
नंदावतिस्थशिवशंकरदासनाम्ना
देशाधिपेन रचितं ननु देविप्रीत्यै ॥

જ ખૂબ જાણીતી છે, દક્ષિણમાં નહી

આ પ્રકારના બીજા સ્વતંત્ર પુરાવાથી શંકરદાસજીનો જ ઉલ્લેખ 'શંભુરાજ્યચરિત' માં છે. એમ માનવું પડે છે.

## વર્ષાસન આપ્યાની નોંધ

શંકરદાસના વંશજો આજે પણ નંદુરબારમાં જાણીતા દેસાઇ, જાગીરદાર અને કાનુન્ગો તરીકે હયાત છે. તેમને તેમના પ્રાચીન વડીલોપાર્જિત હક્ક ઇનામ થોડા ગામ ઇનામી છે તેમજ વર્તમાન સરકારમાંથી વર્ષાસન પણ તેમને મળે છે

આ કુટુમ્બના શિવનાનદાસ શંભુદાસ આજે હયાત છે જેમની પાસે કુટુમ્બના જૂના હિસાબના ચોપડા છે જેમાંથી કોઇ કરસનજી ભટ્ટ તેમજ પરમાનંદ ભટ્ટને તેમજ વિ ભાનુભટ્ટને વર્ષાસન આપ્યાની નોંધ મળી આવી છે તેમજ અશ્વમેધની, વિષ્ણુપુરાણની, ભાગવતની—એવી એવી કથા વાચનાર બ્રાહ્મણની પણ સંભાવના કર્યાની નોંધ ચોપડામાંથી મળે છે આ ચોપડા ગુજરાતી ભાષામાં લખેલા છે

શ્રીયુત બી આર કુલકર્ણીને તેમનો લેખ પ્રગટ થયા પછી તથા શ્રીયુત શિવલાનદાસ દેસાઇને મે લખી જણાવ્યું કે, 'રસયત્ન' માં 'દેસાઇ મહેતા શંકરદાસ' સંબંધીનો સં. ૧૭૪૧ નો ઉલ્લેખ, અને સં ૧૭૪૪ માં આશાપુરી માતાનું મંદિર બંધાવનાર સંબંધી 'નંદાવતિસ્થ દેશાધિપ' શિવશંકરદાસનો ઉલ્લેખ —એ બંનેને સાથે મેળવતા શિવાજી સુત સંભાજીથી નિરાળા એવા શંકરદાસ દેસાઇનો પત્તો આપણને લાગે છે અને તે જ કવિ પ્રેમાનંદના પણ આશ્રયદાતા હોવા જોઇએ

આ પ્રકારના, મારા સંપાદિત 'રણયજ્ઞ' માંથી સ્વતંત્ર રીતે મેળવેલા ઉલ્લેખને, શ્રીયુત કુલકર્ણીના પક્ષના સમર્થનમાં મે જ્યારે લખી મોકલ્યો ત્યારે તેમના હર્ષના પાર ન રહ્યો સંસ્કૃત કાવ્યનો નાયક શંભાજી નહી પણ શંભુદાસ દેસાઇ જ હોવાનું સંભવે છે તે સંબંધી તેમનો મત ઘણો પુષ્ટ બન્યો

આ સમાધાનકારક શોધને લીધે, શ્રી રાજવાડેની ૨૧ મી પુણ્યતિથિના સમારંભને પ્રસંગે ૮ જાનેવારી ૧૯૪૮ ઉપર નીચેના ત્રણ લેખો મરાઠી સ્વરૂપે ધુળિયામાં વંચાયા હતા –

(૧) નંદુરબારના દેસાઇ અને તેમણે કરેલો વિદ્વાનોનો પુરસ્કાર (ડૉ મંજુલાલ મજમુદાર)

( ૨ ) નંદુરબારના દેસાઈ કુટુંબનું ઐતિહાસિક મહત્ત્વ ( શ્રી. શિવલાલદાસ શંભુદાસ દેસાઇ કાનુન્ગો, જાગીરદાર, નંદુરબાર )

( ૩) હરિકવિનત ' શંભુરાજ્યચરિત 'નો નાયક કોણ ? ( શ્રી. શિવલાલદાસ દેસાઇ ).'

આ ઉપરાંત એક ચોથો લેખ ' રાજવાડે સંશોધન મંડળ 'ના પ્રમુખ શ્રી. ભાસ્કર વામન ભટ્ટે વાંચ્યો હતો : ( ૪ ) ' અમદાવાદનો પોણુચારસે વર્ષ ઉપરનો વેચાણ દસ્તાવેજ ' ( શ્રી. ભા. વા. ભટ્ટ ). આ દસ્તાવેજ સંબંધી ફરીથી શ્રી. ભટ્ટે ' ઇંડિયન હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ કમીશન ' ના તા. ૨૩-૨૪ ડીસેમ્બર ૧૯૪૮ના દિલ્લી અધિવેશન ઉપર, અંગ્રેજીમાં લખ્યું છે.

હરિકવિ ઉર્ફે ભાનુભટ્ટના ' **शंभुराजचरित** 'ના તેમજ **हैहयेन्द्र चरित**નાં સંસ્કૃત કાવ્યમાં નંદુરબારનું સુંદર વર્ણન આવે છે; તે ઉપરાંત તેમાં તાપીદાસ નામના સુરતના શ્રીમંત ગૃહસ્થની પુત્રી ચંપા સાથે શંભુદાસના લગ્નવૈભવને વર્ણવવામાં આવ્યો છે. દેસાઇજીના ચોપડામાં એક સ્થળે કન્યાને આણું કર્યાનો ખર્ચ ઉધારેલો છે :

" તારીખ ૩, રોજ બુધ્રે માહે બિઝિલ આખર સન ૧૦૮૯ હિજરી, સંવત ૧૭૩૪ મિતિ જ્યેષ્ટ શુકલ ૫, શકે ૧૬૦૦ તારીખ ૧૫ માહે મે, સન ૧૬૭૮ ઇસવી )

**दरवझे खुराक चीरंजीवी मोटी वहुजी, वावन नानी वहुने सुरत आणु करवा गया त्यारे, हस्ते रामनाथ. "**

આ કુટુંબના જુના દસ્તાવેજોમાંથી ઇ. સ. ૧૫૭૩નો નારાયણજી મહેતાને સનંદ મળ્યાનો અકબરના સમયનો એક કાપડી દસ્તાવેજ ( જેનો ઉલ્લેખ ઉપર કર્યો છે ) સંસ્કૃત તથા ફારસી એવી બે ભાષામાં લખેલો મળી આવે છે, જેમાં ગુજરાતના સુબા તરીકે અજીજ કોકાની સહી છે. તે જ શંકરદાસના પૂર્વજ હતા; અને તેમનાથી જ એમનું પેઢીનામું પ્રાપ્ત છે.

આ દસ્તાવેજદ્વારા શિવદાસ ગુજરાતના વણિક હતા તે સ્પષ્ટ થાય છે. તેઓ ન્નાતે દશા પોરવાડ : ખાનદેશમાં ગયા ત્યારે જૈન, તે પછી શૈવ, અને છેવટે વૈષ્ણવ, એમ એમના ધર્મપરિવર્તનની હકીકત પણ મળી શકે છે : છતાં આજે પણ તેમનો સ્વીકારેલો ધર્મ વૈષ્ણવ હોવા છતાં શૈવધર્મની પકડ હજી મજબૂત રહી છે : જેથી તેમના ઘરમાં શિવત્રિપુંડ્ર કરવાનું ચાલુ છે : અને નામ પાડવામાં પણ શિવના કોઇક પર્યાયનો ઉપયોગ અવશ્ય થતો જ આવ્યો છે.

તેમણે ' આશાપુરી માતા 'નુ મંદિર બંધાવ્યા ઉપરાંત નંદુરબારમાં જ ' જટાશંકર મહાદેવ 'નું શિવાલય બંધાવ્યું હોય અને તેમાં મોટા નંદીનું સ્થાપન કરાવ્યું હોય એમ માનવામાં આવે છે. જેના ઉપરથી ' નંદીદારપુરી ' એવું નંદુરબારનું નામ પડયું હોય એમ અનુમાન થાય છે. તે ઉપરાંત નંદુરબાર તાલુકાના દૂધાળા નામના ગામમાં ' શંભુસાગર ' નામે તળાવ બંધાવ્યાનું પણ જાણવામાં આવ્યું છે.

' સરકાર મહેતા શંકરદાસ ' એવા ગૌરવપૂર્ણ નામથી ચોપડાઓમાં અનેક સ્થળે

ઉલ્લેખાતા આ ગુજરાતી મલમલી તથા વેપારીની સુરત, બરહાનપુર જેવાં સ્થળોએ મોટી મોટી પેઢીઓ હોય, ને તેની કોઠીઓમા રહી પ્રેમાનંદ જેવા કવિઓ અને કથાકારો પોતાની સાહિત્ય પ્રવૃત્તિ ચલાવી રહ્યા હોય, એ ખૂબ સભવિત છે.

શભુદાસ, શંકરદાસના નાના ભાઇ હતા. તે પોતે પણ વિદ્યાપ્રેમી અને વિદ્વાન હતા શંભુદાસના વડીલ ભાઇ – મહેતા શંકરદાસ દેસાઇ – તેનો ઉલ્લેખ 'શભુરાજચરિત'ની પોથીના પાન ૨૩૫।૨૭ ઉપર " अग्रजो यस्य भ्राता जयति महितः शंकर इति।" એવો સ્પષ્ટ ઉલ્લેખ છે.

આ બનેને 'રાજા' જેટલુ માન પ્રશસ્તિઓમા મળેલુ છે.

અગ્રેજોએ સં. ૧૭૨૨મા નદુરબારમા નાખેલી કોઠી લાભદાયક નીવડવાથી સં. ૧૭૨૬મા અમદાવાદની પોતાની કોઠી બદલીને, તેમણે નંદુરબારમા નાખી. તેના અનુસધાણમા, મૂળ અમદાવાદના વૈષ્ણવ મહેતા શકરદાસ, નદુરબારના 'દેશાધિપ' – દેસાઇ તરીકે કદાચ આ સમયમા જ આવીને જન્મ્યા હોય એ અસભવિત નથી.

સરકાર મહેતા શકરદાસના ઘરના સ ૧૭૩૭, '૩૮, '૩૯ તથા '૪૦ના ચોપડામાથી તેમના જ વશજ શ્રી ચિત્તનાનદાસ 'संशोधक' નામે રાજવાડે સશોધનમડળના ત્રૈમાસિકના વર્ષ ૧૬ના માર્ચ '૪૭થી જાનેવારી '૪૮ના ભેગા અંકમા કેટલાક માહિતીપૂર્ણ જમાખર્ચના ઉતારા, ઉપરના લેખો ભેગા છપાવ્યા છે

## રોજનામું, નગદી સરકાર મેતા શંકરદાસજી.

( અ ) અશ્વિન વદ ૬, સ. ૧૭૩૭ વરખે, ધરમ ખાતે, હસ્તે ભાઇ સાહેબ કૃસનજી ભટની કથા વિષ્ણુપુરાણની શોણી ત્યારે 'રૂપૈયા ૨૭'

( આ ) જ્યેષ્ટ વદ ૭, સં. ૧૭૩૭ : હસ્તે કસનજી ભટ, નાના જોસીને લખાઇ પોથીના શ્લોક ૮૦૦ની, લખાઈ રૂપિયા ૧॥

( ઇ ) શ્રાવણ સુદ ૪, સં. ૧૭૩૮, ધરમ ખાતે, હસ્તે હરિદાસ ચાગદ વરખાસન હરસજી ભટને.

( ઈ ) માહ શુકલ ૬, સં. ૧૭૩૮ : ધરમ ખાતે, હસ્તે ભાઇસાહેબ ભાનુભટને દખણા રૂપૈયા ૫૦].

( ઉ ) અષાઢ શુદ્ધ ૩, સ. ૧૭૪૦ : કૌન શોકારણી પરમાનદ ભટના ઘરની ( ઘર સચરામણી છે ). [ આપણા પ્રેમાનદ ભટ આ હોય. ]

હજી પણ ખાનદેશમાથી પ્રેમાનદના 'ઓખાહરણ'ની ત્રણેક સચિત્ર હાથપ્રતો મારા જોવામા આવી છે. તે ઉપરાત તેમના ઘણા આખ્યાનોની પોથીઓ પણ ત્યાના ગુજરાતીઓ પાસે સચવાઇ રહી છે. આ દૃષ્ટિએ 'ઉદર કાજે સેવ્યું નદુરબાર' એ પ્રશ્નની ઝીણવટભરી શોધખોળને હજી સારો અવકાશ છે.

# શર્વરી

લેખિકા શ્રી કુસુમ ઠાકોર, એમ એ ( યુ, એસ એ )

કવિ શીલપ્રિય સર્વ કોઇને સ્વાભાવિક રીતે જ પ્રિય થઇ પડે એવો યુવાન હતો એના વતનને કાંઠે કાંઠે કાવ્યભરી કલ્પનાઓના પગના પાડતો, તે નર્મદાના નીરમા સૂર્યની સ્વારી આવતા પહેના હાજર થતો આ નદીને કાંઠે પાણી ભરનારી દરેકે દરેક સ્ત્રી એને સાધુ કવિ તરીકે ઓળખતી એની કાવ્ય સમાધિ કદીય તૂટતી નહિ કોઇ અદૃશ્ય દેશનો પ્રવાસી હોય તેમ તેની નજર માનવીને મુખડે મમતાથી જ ઉતરતી નદી ઉપર જામેની વૃક્ષોની વનરાજીમા તેનુ આસન હતુ પખીઓના કલરવ સાથે એનુ ગીત પ્રાસ ઉતારતુ સામે પડેલી અમર યૌવના જેવી નર્મદાના અગવિનોદ તરંગની સાથે તેનુ ગીત તાન લેતુ જનતા જાણતી કે, એના ગીતોમા વસતના રંગો, પાનખરની પીડા અને વર્ષાના વ્યથાભર્યા આસુઓ નગભગ નજરે દેખાતા સ્મશાનની ચિતાઓના રુદન ધ્વનિ, કોઈ પખીનો પ્રાત–આમત્રણ ટહૌકો, કોઇ અભાગી નારીના જળમા પડેલા આસુના ઉરખડો, કોઇ બાળકોના પરીસ્વપ્નો બધુ યે એ પાણીમાથી ખોળી ખોળીને, પારખી પારખીને બહાર કઢાડતો અને કાવ્ય રસે એનામા સજીવની પુરતો તેને મન નર્મદા કાવ્ય પ્રવાહની પુનિત ગગા હતી આજ નદીને તીરેથી તેણે ક્રાન્તીય શૌર્યભરી શિર સમર્પણની તાકાત પૂર્ણ કાવ્ય મજરીઓ ગુથી યુવાનોને અર્પણ કરી હતી ક્રાન્તીય ગગા જમુનાના મિલન જેવી પવિત્ર



શ્રી કુસુમ ઠાકોર, એમ એ (યુ એસ એ)

આર્ય વિધવાઓ કે વિરહિણીની ઉર વેદનાઓની વ્યથા વર્ણવી, ગાથાઓમા ઉતારી હતી કેટલાય બાપ વિહોણા બાળકોના પિતા બની જઈ પારણે સૂતાવતા હાલરડા નખ્યા અને ગાયા હતા મૃત્યુનો ભાર વહી આવેલા કેટલાય સ્મશાન પ્રવાસીઓના વિલાપોની આસુધારાએ કલમમા ઉતારી હતી આ નદીને એ ખુબ મમતાથી પ્રેમ કરતો

એ જ એનુ જીવન, સસાર, એનુ જગત સર્વ કાઈ હતુ એ નદીનો હતો નદીના સદાયે મૂકત, ગતિમાન, સ્વચ્છ, ઉદાર અને વાચાળ વહનનો હતો નદીના સિવાય કોઈની પ્રીતિ એ જાણતો નહિ, છતાય ઝાકળના બિદુઓની જેમ, એના કાવ્યો સસારના પરિતાપ ઉપર નર્મદાના જળની શીતળતા લાગતા સ્ત્રીઓના ઉરમા, બાળકના કઠમા, વૃદ્ધોને ખોળે, એના ગીતો બહુમાન પામતા મૌનધારી આ કવિને સૌ કોઈ ઓળખતુ એક માત્ર કવિ તરીકે, માન આપતુ મહાન ગણીને

આ તરફની આખીએ નર્મદાને કાઠે આજે આનદનો ગુજારવ ઉઠી રહ્યો હતો જળની પખીણી જેવી રાજનર્તકી શર્વરી આજે રગપચમીનો મહોત્સવ મનાવવા નગરમા આવી છે રાજપુત્ર શેખરનુ નગરીને આમત્રણ છે કહેવાતુ કે આ કવિના કાવ્યોના બધાય ભાવો એ સ્ત્રી અગમા ઉતારતી ઘડીમા બાળક, ઘડીમા યૌવના, ઘડીમા પખી, ઘડીમા તારક, ઘડીમા ફૂલ, ઘડીમા ભ્રમર, પળમા ગરુડ, પળમા નર્મદા, પળમા શિખર એવા સર્વ ભાવોના મૂર્તિમત સ્વરૂપને એ સ્થિર ભાવો આપતી એની કળામા એક જ મર્યાદા હતી ભાવ ક્ષતિના ભયે પણ, એના નયન પૃથ્વી ઉપરથી ઉચકાતા નહિ, એની સખીઓમા વાતો થતી "આજ પાચ વરસ થયા શર્વરીએ પુરૂષના નયન તારકનુ દર્શન કર્યું નથી" જેવી અભગ હતી એના નૃત્યની ગતિ તેવો જ અભગ હતો, એનો પૃથ્વી–નયન–યોગ આકાશમા ઘૂમતા વાદળોની માફક એના ચરણો પૃથ્વીના ખોળે અવનવી સૃષ્ટિ ઉતારતા શેખરે કવિને ખાસ આમત્રણ આપી કહેવડાવ્યુ હતુ "બાળપણની મૈત્રીના બન્ધને અને તારા કાવ્યોનુ માધુર્ય નજરે જોવા આજે તો આવજે જ નર્મદા કરતા શર્વરી ઓછી પ્રેરણામયી નથી ?"

રગપચમીની રાત્રીએ નગરના આગણામા અનેક દીપમાળા પ્રગટાવી આખાયે સભામડપમા આતુર શાન્તિ પથરાઈ બ્રહ્માનો નાદ જેવો ઘેરો ઘુઘરવ ઘુટાયો રગપચમીની રાત્રી સાથે એક થઈ જતો શૃગાર કરી શર્વરી આવી અપાર્થિવ સૂર સાથે એકતા સાધતા એના મશહુર ગવૈયાઓએ શર્વરી પ્રિય કાવ્યોના જુથ પર જુથ ઉતાર્યા શર્વરી ભાન ભૂલી એના ચરણોને કવિ સાનિધ્યનો નીશો ચડયો જાણે સષ્ટિની શરૂઆતથી તે અતકાળ સુધીના બધાય ભાવોને નૃત્યમા ઉતારવાનો નિશ્ચય ના કર્યો હોય' તે પખીઓને કઠે રમી, ને શ્રાવણની ધારે રડી તે વિરહિણીની સ્મૃતિએ અચેતન થઈ, ને પૂજારણની પ્રીતે સાધુ બની તેણે માતા બની, પુત્રને યુધ્ધે જવા આશીર્વાદ દીધા, અને પદ્મિનિ બની ચિતોડમા જોહાર કર્યાં તેણે ગીતા બની અગ્નિ પરીક્ષા આવી અને પાચાલી બની પ્રભાવના તેજ વેર્યાં આખરે પુત્રી બની, માતાને ખોળે રડી, તે સાગર સમા સ્વામીને આવાસે ચાલી ગઈ આખીય સભામા પુત્રી વિરહ જેવો શોક વ્યાપ્યો વૃદ્ધાએ આસુ લૂછયા યુવાનોએ દૂર પડેલી બ્હેનને સ્મૃતિ–અજલી આપી કવિને લાગ્યુ મારા કાવ્યો ખોવાયા અલિપ્ત કવિ એના કાવ્યોને કેટલો પ્રેમ કરતો હતો તે તમે જાણતા હો તો જ તમે એનો

અત્યારનો ઉન્માદ અમળ શકો કવિ દોડ્યો કવિએ બુમ પાડી "શર્વરી મારૂ મનુજ લઇ જા" શર્વરી ચમકી એના નયનતારકો બે નયનોમા પડયા શર્વરી સ્થિર થઇ ગઇ એ બે નયનોની અદ્ભુત આભા જોઇને જાણે કોઇ સ્વપ્નોની આકાશગંગા પૃથ્વી ઉપર ઉતરી ના પડી હોય ! સ્વગત કહેતી હોય, ઉરની પ્રતિજ્ઞા વાચતી હોય તેમ ધીરે સાદે તેણે કહ્યુ

"શત કાયે મિલન,
સહસ્ર કાયે શર્વરી"

કવિ સમજ્યો શર્વરી સૌદામીનીને વેગે ચાલી ગઇ સભામા અનેક વાતો ચર્ચાઇ કવિને લાગ્યુ કે અવની ઉપર શર્વરીએ ન ભેદાય એવી અંધકારની જવનીકા ધરી છે એણે નિરાધારીમા સદાના આશ્રયદાતા આકાશ તરફ નજર નાખી ઉગતી આશા જેવો રંગ પંચમીનો ચંદ્ર આકાશે કવિને આપ્યો કવિ ઘેર આવ્યો આજે ન તો નર્મદા યાદ આવી કે ન યાદ આવ્યુ વનરાજીનુ આસન ચંદ્રના અજવાળે તેણે સરસ્વતી જેવી શર્વરીને રીઝવવા કાવ્ય તપશ્ચર્યા માંડી એકે અક્ષર પડતો નથી કુદરતના કવિથી આજે કુદરત દૂર નીકળી પડી હતી શર્વરીની સ્મૃતિએ એના અંગેઅંગ ઢાંકી દીધા હતા એણે કલમ દૂર મૂકી પૃથ્વી ઉપર શરીર પછાડ્યુ મીચેલા નયનોએ એની કલ્પનાને પાંખો દીધી જગત ભરી દેતી શર્વરીનુ વિરાટ રૂપ તેણે વિસ્તાર પામેલુ જોયુ આમીન કુદરતને તેણે શર્વરીના રૂપ વિસ્તારમા ઉતારવા કલમ પકડી વેદ શાસ્ત્રોના સૌમ્ય તત્વોએ તેણે શર્વરીનો સૂક્ષ્મ દેહ વર્ણવ્યો પ્રકૃતિના અનેકરંગી વાઘાઓ અને ગુણોના રત્નભંડારથી તેણે તેને શૃંગાર સજાવ્યો તેના દેહના ઘડતરમા તેણે અનાદિ કાળની મહા સ્ત્રીથી માંડીને આ યુગની સ્ત્રી સુધીની બધી જ મહા સ્ત્રીઓમા વિહરી રહેલુ સુરમ્ય તત્વ અને પૂર્ણત્વ સાથે હાથ મિલાવતુ સૌંદર્ય ભર્યું એની રોમાવલીથી માંડીને નયનો સુધીનો રૂપ વિસ્તાર આલેખ્યો

મિલનની જ ઝંખનાએ તેને આ સૃષ્ટિ ભૂલાવી નાખી હતી શા માટે તે વ્યાકુળ હતો તે તે પોતે જ જાણતો નહિ "શત કાયે મિલન" નો તે જાપ જપતો કડીઓ ઉપર કડીઓના ઢગલા વધતા હતા કોઇ એને કાંઇ જ કહેતુ નહિ કારણ કે જાણે એ સાભળી જ ના શકતો હોય નહિ, એમ કોઇ કાંઇ કહે ત્યારે તેના તરફ જોયા જ કરતો ન તો પ્રતિઉત્તર આપતો કે ન તો એની મનોસૃષ્ટિ મૂકી આ ભૂમિમા આવતો આજે સો કાયો પૂરા થયાં છે એના વીખરાયેલા વાળમા વેળુના થર જામ્યો છે એનો કૃશ સુકુમાર ચહેરો ઉજાગરા, ભૂખ અને આરતથી લઇ ક્લાન્ત થયો છે ભગવાન ગૌરાંગની જેમ એ શર્વરીના મિલન માટે અધીર અને ઉત્સુક દોડયો આવે છે વાતાવરણમા શર્વરીનુ સામ્રાજ્ય વ્યાપ્યુ છે શર્વરીના આવાસે તેણે ખોવાયેલુ બાળક માને પૂકારે તેવા વેદનાભર્યા આતુર અવાજે સાદ દીધા "શત કાયે મિલન"

આકાશી પરિધાન સજી તારા ચંદ્રના દેહે ઘડાયેલી, આકાશમાથી ગંગા ઉતરે તેવા વેગે શર્વરી સમીપ આવી પૂર્ણેન્દુ સમા કવિનો ચહેરો પ્રણય અને આશાના તેજે ચમકી ઉઠયો શર્વરીએ સો કાયોના સ્વપ્નો કવિના શાન્ત, સ્નિગ્ધ, અતિ સુકુમાર નયનોમા વાચ્યા 'કવિ ! આવો" એટલું જ તે બોલી શકી આખી રાત કવિએ ગાયુ "ૐ" (ૐમ) જેવા ઘેરા નાદના વચના ઘુઘરૂ ફરી વાગ્યા અંગે અંગમા કુદરત ઉતારતી આ સ્ત્રી વિરાટ

રૂપે રમી રહી. અર્જુન જેમ મુગ્ધ બની, ભક્ત બની કવિએ પ્રશસ્તિ કથા ગાયા કરી. સો કાવ્યોની માળા પુરી થઈ, ઉરની પ્રતિજ્ઞા "સહસ્ત્ર કાવ્યે શર્વરી" કહી. શર્વરીએ શિર નમાવી કવિને પ્રણામ કર્યા, અને પ્રભાતમાં રાત્રી છુપાય તેમ ચાલી ગઇ. રખેને તમે માની લેતા કે શર્વરીને શીલ પ્રિય નહોતો ! ના. એ વાત સાચી નથી. રોજ ફૂલની સ્વહસ્તે વીણેલી કળીઓના તે ફુલહાર ગુંથતી, અને એના કાવ્ય પ્રતિકોને ધરતી. નૃત્ય મિલનમાં પ્રથમ પ્રસંગ પછી તો એને કવિમાં કોઇ એવુ પ્રાણપ્રિય, અકથ્ય અનુપમ કાવ્ય જડયુ હતું કે જેનો ઘેરો નિનાદ, એ અનલહકના સુરની જેમ સર્વત્ર સાંભળતી. મેઘલી રાત્રે મલ્હારનાં સુર પર આ કવિનુ જીવંત રૂપ આકાશ પૃથ્વી ભરી દેતું. શરવીંધી તમિસ્રામાં કે ચંદ્રના પ્રકાશમાં શીલપ્રિયનું સૌમ્ય વદન શશીરસની મોહકતા અને માધુર્ય ધરી વૃક્ષ વૃક્ષનાં પરગ પાંન્દે ઝૂલતું. પ્રભાતની કોમળ ઉષ્મામાં એ શીલપ્રિયના શુચ સ્મિતની આભા જડતી. સંધ્યાની અચલ ક્ષિતિજ રેખાઓ જાણે સાધુ કવિની સુયશ કથાઓ ચીતરતા હોય તેમ તેને લાગતું. તૃષ્ણાંત પોપણાં કે આરતીનાં દીવડાં એને શીલપ્રિયનાં નયનોની કથા કહેતાં. સાચું કહીએ તો શર્વરી શિલપ્રિયના સંસારની હતી. એના વિયોગે એ ભરી સૃષ્ટિમાં યક્ષ વિરહિણી જેમ એકલી આંસુ વહાવતી અને છતાંયે એણે વજ્રથી કઠોર થઇ સહસ્ત્ર કાવ્યોની શાશ્વત ગીતા માંગી હતી. હા એજ પ્રશાંત પ્રણય એને શીખવતો હતો "શર્વરી કવિનું અમરત્વ ના લે" માનવ કામનાની ઉરઅંતર ભાવનાતી એક સનાતન મહેચ્છા છે પ્રિયમાં પ્રિય વ્યક્તિને અમર કરી જવાની. એજ ભાવનાએ અનેક મીંઢળભર્યા સ્વામીને સતીઓએ અમરત્વ અર્પણ કરવા સમરભૂમિ પર વળાવ્યા હશે. એજ મનિષાએ ખોળે પોઢેલા પુત્રોને માતાઓએ મીઠી આશીષ આપી વતનના સાદે શિશ હોમવાં સમર્પ્યાં હશે. આજ ભાવનાએ કદાચ રામે સીતાને અગ્નિમાં, ને વસુંધરાએ અંકમાં ઉતાર્યાં હશે. એમ હશે ! ગમે તે હોય. પણ શર્વરી ને કવિ કે તે બન્ને જ્યારે જગત પર ના હોય ત્યારે પણ પૃથ્વીને ખોળે તે કવિનું ભવ્ય અને કાર્તિરંત અક્ષય અક્ષરનું અસ્તિત્વ રમતુ મૂકી જવાની કામના રાખતી હતી. એ જાણતી અને ઓળખતી શીલપ્રિયની સદા ઉદાશીત તૃપાંત, લાખ લાખ કોમળ આરતનાં સ્વપ્નોભરેલી, સૃષ્ટિ. એનો પ્રણય, એનો જીવન મિલન યોગ, શીલપ્રિયને સંસારથી, કેટલી અલ્પતા આપી દુર લઇ જશે, તે એ એક સ્ત્રી તરીકે સમજતી. તેથી જ કવિને સ્વામી રૂપે સ્વીકારતા પહેલાં કવિરૂપે અમર કરી જવાની, તેજવંત અને સજીવ આરતમાંથી તે મુક્ત થવા ઇચ્છતી હતી.

કવિના બ્રહ્માંડમાં જાણે શર્વરીના ઓળાઓ ઉતર્યા હોય તેમ અંધકાર ફેલાયો. ચરણોમાં થાક સમાતો ન હતો. હૃદય સહસ્ત્ર કાવ્યોની કલ્પનાએ શિથિલ થતું હતું. એ દોડયો. ઉગતા પ્રભાતમાં તેણે નર્મદાની રેતીમાં દેહ લંબાવ્યો ખોબેખોબે રેણું ઉછાળી સુતેલી માને જગાડતો હોય તેમ,

"ત્વદિય પાદ પંકજં
નમામિ દેવી નર્મદે !"

ગાતો ગાતો નર્મદાના જળમાં પડયો. આહુતિ માટે સ્નાન કરી પવિત્ર બનેલા પુષ્પ સમો તે નવા તેજે ઘેર આવ્યો. ફરી કલમ હાથમાં લીધી. શર્વરીનાં નેપુર રવ ઉપર તાલ દેતી કલમ

અટકે છે. એનાં અંગમરોડની મૂક્ત ગતિ ગીતના છન્દના પ્રબન્ધમાં સમાતી નથી. માતા સરસ્વતી ! એ માધુર્ય, એ તેજ રેખાઓ, એ પુષ્પની પાંદડી જેવી દેહલતા એ સ્મિતની આશીર્વાદ સમી આભા કલમમાં ઉતરતી નથી. નર્મદા, વતન, સૂર્ય, ચંદ્ર, ક્ષુધા, તૃષ્ણા, થાક એ સર્વેએ જાણે વિદાય લીધી હોય તેમ કોઇજ, હા, કોઇજ પાસે આવતું નથી. આવે છે માત્ર એક બ્રહ્માંડભરીદેતી વિરાટ સ્ત્રી " કવિ ગુંથ, કવિ ગુંથ કાવ્યમાળા સહસ્ત્ર કાવ્યે શીર્વરી " વાતાવરણ એના અંતરનો પડઘો પાડે છે. વ્યાકુલ ચિન્તે તે કલમ પકડે છે. લખે જ જાય છે. બધા કાવ્યોમાં પ્રધાન સુર છે વિરહનો. એ સુરમાં તેણે જયદેવની વેદના ઉતારી, પુરરવાની વ્યાકુળતામાં પ્રાણ પુર્યો. મજનુની કથા નવા શોકે ગાઇ. ફરહાદની પ્રીતિની પ્રશંસા કરી. રામસીતાની વિરહ કથા, ભવ્ય કરૂણ રસની રૂચાઓમાં ઉતારી. દિવસ ઉપર દિવસ જાય છે ,સૂર્ય કે ચંદ્રની ગતિનું તેને ભાન નથી. લખેલા કાવ્યોનો પરિશ્રમ ઉતારવાનું ધૈર્ય આજે એનામાં નથી. થાકથી એનું અંગેઅંગ વ્યાકુળ છે. આ વિરહની પીડાએ એનું મન, માલખુ તોડી ત્યાં જવા અધીર બન્યુ છે જ્યાં, આશાની સ્થિર જ્યોત જેવી શર્વરી જીવે છે. જેના સાનિધ્યે એના દેહમાં કોઇ દિવ્ય વિદ્યુત શકિતના મોજાં ફરી વળે છે. "ચાલ, દેહ ચાલ" મન વળાવળીને વિનવે છે. રેકાએલો કવિ કલમ મૂકી શકતોયે નથી અને નવસો નવાણું પછીનું કાવ્યરસના કીર્તિ કલશ સમું મનમાં પડેલું કાવ્ય પ્રગટ કરી શકતો ય નથી. આ ભવ્ય ભાવ પાસે વાણી અધુરી લાગે છે. એની વાચાળ કલમ મૌન બનીને ઉભી છે. એની વેદના કહેવીયે કેમ ! ફરી એને " મા " જેવી નર્મદા યાદ આવે છે. એ એ માનીતી વનરાજીના આસને જવાનો નિશ્ચય કરી ઉઠે છે. લથડતે પગે નિર્જીવ જેવા થઈ ગયેલા દેહે તે ધીરેધીરે નદીના જળ ઉપર ડાળી નમાવી રહેલા, કાંઠા ઉપરનાં વૃક્ષ પાસે આસન લેવા જાય છે. અચાનક એની આશા ડાળ તુટી ! કવિ પડયા.

મા જેટલા વહાલથી બાળકને ખોળામાં સંતાડે તેમ નર્મદાયે પડતા શીલપ્રિયને ઝીલી ઉપર પાણીનો પાલવ પાથરી દીધો. નર્મદાને આરે આરે તરનાર કવિ આજે નિર્જીવ જેવા દેહે પ્રાણે તરી ન શકયો. આશાભર્યા આ માનવ ફૂલને ગોદમાં લઇ, નર્મદા પ્રસન્ન મુખે દોડી રહી. આખાયે તટ ઉપર કોલાહલ વધ્યો. શર્વરીને લાગ્યું કે જાણે હવાનાં અણુંએ અણું એનાં અમંગળની કરૂણ શરણાઇઓ વગાડી રહ્યાં છે. અકારણે જાગેલા, ભયંકર ભયને લઇને તે દોડી. જે કોઇ મળ્યું તેને પૂછ્યું : ' મને કોણે બોલાવી ? શા માટે બોલાવી ?" કોઇ સ્ત્રીએ કહયું " સાધુ કવિએ જળસમાધિ લીધી. " " સાધુ કવિએ ?" શર્વરીએ ચીસ પાડી. વૃક્ષે વૃક્ષે એ રૂદનનો પડઘો પડયો, શીલપ્રિયના વિરામાસન ઉપર (૯૯૯) નવસોનવાણું કાવ્યોનો પુંજ પડયો હતો. સાધુ કવિનું એ બાળક હોય, સાધુ કવિનું એ હૃદય હોય, સાધુ કવિનો એ આત્મા હોય, સાધુ કવિનો એ સુકુમાર દેહ હોય, અને પોતાનું સર્વસ્વ હોય તેવા ભાવે શર્વરીએ સર્વ કાવ્યો હૃદય સરસાં દબાવ્યાં. આંસુની ધારાએ પૂનિત કર્યાં અને એમને ખોળામાં લઈ, " કવિ ! તારી શર્વરી, એ-તારૂ છેલ્લું કાવ્ય, તને જ સમર્પણ હો. " એમ કહી પુત્રવધુને પગલે નદીમાં શરમાતી, વનરાજીઓમાં સંતાતી તે ચાલી. ચરણ પાસે કાંઇક અથડાયું " એ જ સુકા શ્વેત ચરણો મારા કવિના, આવી પ્રિય, આવી નાથ, આ...વી " તેણે ખેંચાતાં ચરણોને આલિંગન આપી ઉર ઉપર ધારણ કર્યાં, ને તે ચાલી તે ચાલી. *

* તા. ૧૮-૫-૪૯ના રોજ વાંચેલી વાર્તા. ઓલ ઇંડિયા રેડીઓના સૌજન્યથી.

# પંજી સાહિત્ય

લેખક : પ્રો. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ એમ. એ.

ભારતવર્ષમા પ્રાચીન ધર્મશાસ્ત્રને અનુસરીને બધા સંસ્કારો કરવામા આવતા હતા; અને આજે પણ એ પરંપરાના અવશેષો જોવામા આવે છે. વિવાહ સંસ્કાર એ આર્યજીવનનો એક મહત્વનો સંસ્કાર છે. ધર્મશાસ્ત્રે આ સંસ્કારના વિષયમા કહ્યું કે સમાન પિણ્ડ, ગોત્ર અને પ્રવરવાળી કન્યાની સાથે વિવાહ કરવો નહિ. અર્થાત્ સગોત્ર અને સપિણ્ડ વિવાહનો એક કારણથી કે બીજા કારણથી નિષેધ કરવામાં આવ્યો હતો. વર્તમાન કાળમાં સગોત્ર અને સપિણ્ડ વિવાહને અનુમતિ આપનારો કાયદો આપણા દેશમાં ઘડાયો છે, અને વિવાહ-પદ્ધતિમાં સમયાનુસાર પરિવર્તન થતું જાય છે. આચારોની બાબતમા આ ક્રમ થવુ સ્વાભાવિક છે.


પ્રો. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

જ્યારે સપિણ્ડ, સગોત્ર અને સપ્રવર કુટુંબની કન્યા સાથે વિવાહ કરવાનો સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો ત્યારે ક્યાં કુટુંબોમાં વિવાહ થઇ શકે અને કયા કુટુંબોમાં વિવાહ ન થઇ શકે એ એક મહત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો. પોતાના રક્તની શુધ્ધિ માટે અને ધર્મશાસ્ત્રના નિયમોના પાલન માટે સપિણ્ડ, સગોત્ર અને સપ્રવર કુટુંબોની વંશાવળી કરવાની આવશ્યક્તા જણાઇ, અને તે પ્રમાણે વંશાવળીનું સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું.

મિથિલાદેશમા, દરભંગા જીલ્લો અને તેથી આજુબાજુના પ્રદેશમા, ધર્મશાસ્ત્રમાં જણાવેલા નિયમોનુ પરિપાલન બહુ આગ્રહથી થતુ હતું, અને આજે પણ અનેક ઐતિહાસિક પ્રસંગો બન્યા પછી પણ તેજ પ્રમાણે આગ્રહ જોવામા આવે છે. વિવાહની બાબતમાં સપિણ્ડ સગોત્ર અને સપ્રવર કુટુમ્બોની ગણત્રી જેવી મિથિલા દેશમા થએલી છે,

તેવી ભારતવર્ષના બીજા ભાગમા થએલી નથી. આજ કારણથી મિથિના દેશમા કર્ણાટ વંશના મહારાજા હરિસિંહદેવે (ઇ. સ. ૧૩૦૬–૧૩૨૪) પંડિતો પાસે વંશાવળીનુ વિશાળ સાહિત્ય તૈયાર કરાવ્યુ. આ વંશાવળી સાહિત્યને મિથિલામા 'પંજી' કહેવામા આવે છે આવુ સમૃદ્ધ પંજી સાહિત્ય અસ્તિત્વમા આવ્યા પછી મહારાજા હરિસિંહદેવે આજ્ઞા કરી કે વિવાહ કરનાર પક્ષે પ્રથમ પંજી સાહિત્યમા નિષ્ણાત થએલા પંડિતો પાસેથી એક પ્રમાણપત્ર મેળવવુ કે વર અને કન્યા એ બન્ને નિષિદ્ધ વર્ગમા આવતા નથી. આ પ્રકારનું પ્રમાણપત્ર મેળવ્યા પછી જ બન્ને પક્ષો સપિણ્ડ, સગોત્ર અને સપ્રવર નહિ એવા પક્ષો—વચ્ચે વિવાહ કરવામા આવતો હતો. આ રીતે હરિસિંહદેવે હિન્દુ સમાજની એક અપૂર્વ વ્યવસ્થા કરી આપી.

કાનક્રમે પંજીસાહિત્ય ઘણુ વધવા લાગ્યુ તેની વ્યવસ્થા રાખવાને માટે સરકારી પંજીકારોની યોજના કરવામા આવી અને લગનસરામા લોકોને પ્રમાણપત્ર મેળવવાની અડચણ ન પડે એ હેતુથી અમુક સ્થળોએ સરકારી પંજીકારોની નિમણૂકો કરવામા આવી આખુ પંજીસાહિત્ય કંઠસ્થ કરનારા માણસો આજે પણ મળી આવે છે.

ઘણા કુટુંબોની વંશાવળી આજે મળતી નથી એ દુર્ભાગ્યની વાત છે ફક્ત મૈથિલ બ્રાહ્મણો અને મૈથિલ કર્ણ કાયસ્થોની વંશાવળીઓનું સાહિત્ય મળે છે. આજે દરભંગા જીલ્લામા સૌરઠ નામના સ્થળે મૈથિલ બ્રાહ્મણો લગનસરામા એકઠા થાય છે, અને પંજીકારો પાસેથી પ્રમાણપત્ર મેળવે છે આ એક જાતનો મેળો હોય છે, અને તે વખતે આવનારા માણસો પોતાના પુત્ર કે પુત્રીના લગ્નની ગોઠવણ ત્યા જ કરી દે છે વાસ્તવિક રીતે તો લગ્નના ચોકઠા બેસાડી આપનારો આ મેળો છે એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી

પંજીકારોએ જુદા જુદા કુટુમ્બોના જન્મ અને કર્મની દૃષ્ટિએ ઉચ્ચ નીચ એ પ્રમાણે વિભાગો પાડયા અને આ રીતે ગામડાઓના પણ વિભાગો પાડવામા આવ્યા આના પરિણામે કાનક્રમે કુલીનતાનુ અભિમાન ઉત્પન્ન થયુ, અને ભિન્ન ભિન્ન કુળો વચ્ચે સ્પર્ધા થવા લાગી. ઉચ્ચ કુળના માણસોને નીચ કુળના માણસો પહેરામણી આપવા લાગ્યા અને તેના અનિષ્ટ પરિણામો આજે પણ જોવામા આવે છે બંગાળામા પણ કુલીનતાની પ્રથાએ અનેક અનિષ્ટ દૃષ્ટાન્તો આપ્યા છે

૧૯૪૮ના ઓક્ટોબર માસમા જ્યારે દરભંગામા અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યા પરિષદનુ ચૌદમુ અધિવેશન ભરાયુ હતું ત્યારે અનેક રસપ્રદ કાર્યક્રમોમા એક કાર્યક્રમ પંડિત પરિષદનો હતો આ પરિષદમા જુદા જુદા વિષયો—ન્યાય, વ્યાકરણ, વેદાન્ત ઇત્યાદિ–ઉપર શાસ્ત્રાર્થ કરવામા આવ્યો હતો પહેલાના અધિવેશનોમા પણ આ પ્રમાણે થતુ હતુ. પરંતુ આ વખતે દરભંગામા 'પંજી પ્રબન્ધ' એ નામથી પંજી વિષે જે શાસ્ત્રાર્થ રાખવામા આવ્યો હતો તે ખરેખર અપૂર્વ હતો. તેમા જેમને પંજી—સાહિત્ય કંઠસ્થ હતુ અને પંજીકાર તરીકે જેમની ખ્યાતિ આખા મિથિલામા પ્રસરી હતી તે વિદ્વાન પુરુષને મધ્યસ્થ પ્રમુખ તરીકે ચુંટવામા આવ્યા હતા તેમની સમક્ષ બે પક્ષના પંજીકાર પંડિતો સામસામા બેઠા હતા. પ્રમુખે તેમને અમુક ગોત્ર અને પ્રવરની કન્યાને

અમુક માણસ પરણી શકે કે નહીં એવો પ્રશ્ન પૂછયો, એટલે તરત જ, જેમ બાળકો આંક બોલી જાય છે તેમ, આ બન્ને પંજીકારો બન્ને પક્ષની આખી વંશાવળી મોઢેથી બોલી ગયા. જો વચમાં ભૂલ પડે તો મધ્યસ્થ પંડિત તેમને એકદમ અટકાવતા હતા. આ પ્રમાણે વંશાવળીઓનો પાઠ કર્યા પછી નિર્ણય કરવામાં આવ્યો કે લગ્ન કરી શકાય. ભાટચારણોએ પણ રાજાઓની વંશાવળીઓ આ પ્રમાણે કંઠસ્થ કરેલી હતી, અને આજે પણ એવા કોઈક ચારણો મળી આવે છે

આ પ્રમાણે મૈથિલ બ્રાહ્મણો અને કાયસ્થોના પૂર્વજોની વંશાવળીઓ-પંજીઓ ઐતિહાસિક અને સામાજિક દૃષ્ટિએ અતિ મહત્ત્વની છે. હવે તો સગોત્ર લગ્ન કાયદેસર ગણાય છે એટલે આજના વ્યવહારમાં આ પંજી સાહિત્ય ઉપયોગી થઈ શકે એમ નથી છતાં પણ મિથિલામાં તેનો ઘણો આદર થાય છે. સમાજશાસ્ત્રના અભ્યાસીને તો આ સાહિત્ય અતિ મહત્ત્વનું છે.

# રાષ્ટ્રલિપિનો પ્રશ્ન

લેખક : શ્રી. જગજીવનદાસ દયાળજી મોદી

સ્વતંત્ર ભારતવર્ષને માટે રાષ્ટ્રભાષાનો પ્રશ્ન જેટલો મહત્વનો છે, તેટલોજ મહત્વનો પ્રશ્ન રાષ્ટ્રલિપિનો પણ છે. આખા દેશમાં રાજકાજને માટે અને જનતાના પરસ્પરના વ્યવહારને માટે જેમ એકજ ભાષા હોવી ખાસ જરૂરની છે તેમ ભાષા સમજવાને માટે લિપિ પણ એક જ હોવી જોઇએ એ તેટલીજ જરૂરની બાબત છે.

હિંદની બંધારણ સભાએ હાલમાં રાષ્ટ્ર ભાષાનો ને રાષ્ટ્ર લિપિનો પ્રશ્ન લગભગ ઉકેલી નાખ્યો છે. રાષ્ટ્રભાષા હિંદીને બહુ મતે કાયમ રાખી છે અને લિપિ દેવનાગરી (બાળબોધ) ને સ્વીકારી છે. એક રીતે આ કામ બહુ ડહાપણભરેલું અને સર્વજન માન્ય થયું છે. તો પણ તેમા આગળ ઉપર જરૂર જણાતાં ફેરફાર કરવવાની છૂટ રાખી છે તે વધારે સારૂ થયું છે.



શ્રી. જગજીવનદાસ દયાળજી મોદી

ભાષા કે લિપિને માટે અમુક અમારી છે માટે તેજ રાખવી એવું ખોટું મમત્વ રાખી હઠાગ્રહ કરવો એ તો એક જાતની મૂર્ખતા જ છે. બંનેનો શાસ્ત્રીય રીતે પ્રથક્કરણ કરીને વિચાર કરવો જોઇએ અને એ-શાસ્ત્રીય કસોટીમા જે શ્રેષ્ઠ લાગે તેનો સ્વીકાર કરવો એમાંજ ડહાપણ છે. એટલા માટે નામદાર મુબઇ સરકારે હાલમાં લિપિ સુધારણાને માટે તદ્દવિદોની એક સમિતિ નીમી છે. એ સમિતિનો મુખ્ય ઉદ્દેશ ગુજરાતી લિપિને નાગરી સમિપમા લઇ જવાનો અને લખવામાં સરળતા લાવવાનો છે એમ જણાય છે.

મેં હિંદુસ્તાનની લગભગ બધી મુખ્ય મુખ્ય લિપિઓ જોઇ છે ને તેનો પરિચય સાધ્યો છે. તે ઉપરથી મને તો રાષ્ટ્રલિપિ થવાને પાત્ર તો એકલી ગુજરાતી લિપિ જ માલુમ પડી છે. કોઇ પૂછશે કે એનું કારણ ?

કારણ સ્પષ્ટ છે:

કોઇ પણ લિપિમાં આવશ્યક ગુણો–સુંદરતા, સરળતા, સુવાચ્યતા અને શીઘ્રતા એ હોવાં જોઇએ. એ બધા ગુણો ગુજરાતી લિપિમાં છે. બીજી લિપિઓમાં એક ગુણ હશે તો બીજો નહિ હોય ને બીજો હશે તો ત્રીજો નહિ હોય.

ગુજરાતી અક્ષરો બાળબોધ અક્ષરો ઉપરથી જ સહેજ રૂપાન્તર પામીને થયેલા છે. અને તેથી બાળબોધની સુંદરતા તેનામાં કાયમ રહી છે અને તે સાથે શીઘ્રતા વધારામાં આવી છે. બાળબોધ અક્ષરોને આડા અથવા ત્રાંસા કરો એટલે ગુજરાતી આકાર જ આવીને ઉભો રહેશે. ગુજરાતની પ્રજા વેપારી પ્રજા છે ને વેપારીઓને રોજના હજારો કાગળો લખવાના હોય એટલે તેમને લખવામા ઉતાવળ કરવી જ પડે. તેથી લખનારાઓએ પહેલું કામ તો એ જ કર્યું કે બાળબોધમાં દરેક અક્ષરને માથે જે જુદી જુદી શિરોરેખા દોરવી પડતી હતી તેને બદલે એક આખી લીટી દોરીને તેમાં આવતા અક્ષરોનું એક જ માથું બાંધી દીધુ અને ત્યાર પછી તો એ લીટી પણ કાઢી નાખી. એટલે બધા જ અક્ષરો શિરોરેખા વગરના બોડીયા બનાવી દીધા. આ ફેરફાર આજે સમિતિને પણ પસંદ પડી ગયો છે. આથી લખવામાં કેટલીક શીઘ્રતા આવી. પણ પછી વધારે શીઘ્રતાથી લખતાં લખતા બાળબોધ અક્ષરો આડા કે કે ત્રાંસા થઇ ગયા ને તેણે હાલનું ગુજરાતી રૂપ પકડી લીધું. ત્યાર પછી તેમાં સુંદરતા લાવવાને માટે કેટલાક ફેરફાર સુંદરતાની દૃષ્ટિએ સુઘટિત રીતે કરવામાં આવ્યા જેના પરિણામે આજની સુંદર ગુજરાતી લિપિ બની ગઇ છે.

આમ કરવામાં કેટલાક બાળબોધ અક્ષરો બદલવાની જરૂર પડી છે. બાળબોધમાં ख લખવાને માટે र અને व ને સાથે સાથે લખી બંનેનું ભેગું માથું બાંધવું પડે છે. અને જો ભેગું માથું ન બાંધવામાં આવે તો खानगी ને બદલે रवानगी વંચાઈ જાય. આ મુશ્કેલી ટાળવાને માટે ગુજરાતીઓએ ष અક્ષર ઉપરથી ખ બનાવી લીધો ष ને માથા વગર ઉતાવળથી લખતાં આપો આપ ખ આવીને ઉભો રહે છે. અને ष ને ખ બનાવવો એ અશાસ્ત્રીય નથી. વેદમાં ઘણે ઠેકાણે ष નો ઉચ્ચાર ખ થાય છે. सहस्रपुरुषा : ને બદલે सहस्र पुरुखा : જ પુરુષસુક્તમાં બોલાય છે. એટલે ગુજરાતીમાં ષ નો ખ બનાવ્યો છે એ વ્યાજબી જ કર્યું છે ને મોટી મુશ્કેલી ટાળી છે. ગુજરાતી ચ બાળબોધ च ને જ જરા સુંદર મરોડ આપીને બનાવેલો છે. ગુજરાતી ' જ ' બાળબોધ ज ને માથા વગર ઉતાવળથી લખતાં બની જાય છે. ઝ જૂની બાળબોધ–જૈની લિપિના ऊ ઉપરથી બનેલો છે ને તે ખોટો નથી. ણ પણ જૈની લિપિના ण ઉપરથી બનેલો છે અને બાળબોધ ण પણ એનું નીચેનુ પાંખીયું કાપી નાખીને થયો છે. ફ બાળબોધ રાખવામાં એક મુશ્કેલી હતી તે એ કે ઘણી વખત क નો फ અને फ નો क વંચાઇ જાય. મુશ્કેલી ટાળવાને ગુજરાતીઓએ क ને આડો કરી નાખી તેની નીચે એક પાંખીયું વધારી દઈ પોતાની વ્યવહાર

કુશળતા બતાવી આપી છે. બ તો બાળબોધ માથા વગરના વ નોજ બનેલો છે. ભ પણ બાળબોધ મ નું ડાબું પાંખીયું જરા નીચે વધારવાથી બની ગયો છે.

એમ સંપૂર્ણ વર્ણોચ્ચારવાળી, સુંદર, શીઘ્રતાથી લખાય એવી નાગરી લિપિને લગભગ મળતી ગુજરાતી લિપિ છે. અંગ્રેજી ચોથી એ. બી. સી. ડી. ની પેઠે એકી કલમે શીઘ્રતાથી સહેલાઇથી લખી શકાય ને સરળતાથી વાંચી શકાય એવી ગુજરાતી લિપિ જ રાષ્ટ્રલિપિ થવાને સર્વાંશે પાત્ર છે એમ મારૂં તો ખાસ મંતવ્ય છે.

ગુજરાતી અંકસંજ્ઞાઓ પણ બાળબોધને મળતી જ છે. તેથી એજ સંજ્ઞાઓ રાષ્ટ્રલિપિ સાથે કાયમ રાખવા જેવી છે.

રાષ્ટ્રલિપિ ઘડવાનું કામ મોટા મોટા મહારથી વર્ણવિશારદો હાથમાં લઇ બેઠા છે. તેમાં મારા જેવાનો આ અલ્પ પ્રયાસ કંઇક પ્રકાશ આપશે તો હું સંતોષ માનીશ.

ગુજરાતી લિપિની વકીલાત મેં ગુજરાતી તરિકેના મમત્વથી પ્રેરાઇને નથી કરી પણ રાષ્ટ્રહિતની દૃષ્ટિએ કરી છે. શ્રુ. કાકાસાહેબે પણ એક વખત ગુજરાતીલિપિનાં વખાણ કર્યાં હતાં તેવીજ તટસ્થતાથી મેં મારા વિચારો દર્શાવ્યા છે.

# ગુર્જરી

લેખક : શ્રી મૂળજીભાઇ પી શાહ

પ્રગટયો પુણ્યનો પ્રકાશ :
હો દિવ્ય માત ગુર્જરી !
જીવન જીવન જાગી આશ :
ધન્ય માત ગુર્જરી !

અમર જ્યોતિ કૃષ્ણની શી સૃષ્ટિને સોહાવતી,
શૌર્યનો સંદેશ સદા ગીતા શો આપતી.
હે વીર માત ગુર્જરી !
હો ધન્ય માત ગુર્જરી !

સંતોએ સાધી કેવી જીવનની સાધના,
ધારીને ધર્મ કર્મ સેવાની ભાવના.
હો ભક્ત માત ગુર્જરી !
ધન્ય માત ગુર્જરી !

માનવતા શીખવી હો મોહને નિજ ભક્તિથી,
વિશ્વને ચકિત કર્યું અહિંસાની શક્તિથી.
હો પુનિત માત ગુર્જરી !
ધન્ય માત ગુર્જરી !

વીરતાના મંત્ર ભણે કેવાં નરનારીઓ,
સંસ્કૃતિ જીવંત રાખે સાચાં વ્રતધારીઓ.
હો અમર માત ગુર્જરી !
ધન્ય માત ગુર્જરી !

ખંડ ખંડ કીર્તિગીત તારાં શાં ગવાય છે,
કર્મ ભાવ મધુર આજ ઉરમાં સ્ફુરાય છે.
હો વંદુ માત ગુર્જરી !
ધન્ય માત ગુર્જરી !



શ્રી. મૂળજીભાઈ પી. શાહ

# ભાઈ બહેનનો જયજયકાર !

લેખક : શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

રમાબહેન રસોડામાં રોટલી વણતા હતા. ત્યાં આવી નાના સુરેશે કહ્યું

'બા ! હું કાકાને ઘેર જાઉં ?'

હાથમાંનું વેલણ ઉંચું કરતાં રમાબહેને પૂછ્યું

'શું કહ્યું ?'

ડરતા ડરતા બાળક બોલ્યો:

'બા ! કાકા બારણે મોટો માંડવો બંધાયો છે અને ઢોલી રમે છે. હું જોવા જાઉં ?'

રમાબહેનની આંખમાં ગુસ્સો દેખાયો. એમણે ગર્જના કરતાં કહ્યું:

'હવે ફરીથી પૂછ્યું તો તારી વાત છે. અભાગીયાને એટલીય ખબર નથી કે એ 'કાકા કાકા' કરે છે પણ કાકાને એની જરાય પડી નથી.'

બાળક દબાઇ ગયો. રોટલી વણવાનું કાર્ય પુનઃ શરૂ થયું.

'બા...' થોડીવારે હિંમત ભેગી કરી સુરેશ બોલ્યો.

'હજુ અહીં ઉભો છે ? જા, અહીંથી અને તારું દફતર તૈયાર કર. હમણાં નિશાળે જવાનો



શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

વખત થશે એ રોગલી થાય એટલે તને બોલાવુ છુ '

'બા ! હુ આજ નિશાળે નહિ જાઉ ' સુરેશથી બોલાઈ જવાયુ

' કેમ આજે નિશાળ બધ છે ?'

સુરેશ મૌન રહ્યો

' બોલ ? કેમ બોલતો નથી ? આજે નિશાળમા રજા છે શુ ?'

' ના '

' તો ? નથી કેમ જવુ ?'

' બા ! મગળા કાકી કહેતા હતા કે—આજે બહેનનુ લગન છે '

રમાગૌરી એકદમ ભભૂકી ઉઠ્યા

' બહેનનુ લગન છે ? કઈ બહેનનુ લગન છે ? તારે બહેન હોય તો તને તારો કાકો તેડવા ના આવે ? પણ એમણે સબધ જ ક્યા રાખ્યો છે ?'

' બા, ઇન્દુબેનનુ લગન છે ' સરળતાથી બાળકે ખુલાસો કર્યો

હવે રમાગૌરીના મિજાજનો પારો વધી ગયો આ નઠોર બાળકને કોણ સમજાવે કે એ થા ઉપર નિમક ભભરાવી રહ્યો છે. મૂર્ખ ! અક્કલવગરનો !

' ઉભો રહે ' કહીને રમાગૌરી ઉભા થયા 'હુ જે કહુ તે તારે માનવાનુ જ નહી કેમ ?'

માને ગુસ્સે થયેલી જોઈ સુરેશ રસોડામાથી નાઠો અને વરડા બારણામા પેસતા એના પિતા– લક્ષ્મીરાય સાથે અથડાયો

' શુ છે બેટા ! શુ થયુ ?' પિતાએ પૂછ્યુ

સુરેશની આખો આસુથી ભરાઇ ગઈ એ બોલ્યો

' બાપાજી ! આજે નિશાળે નહી જાઉ '

' ભલે ન જતો પણ એમા રડે છે કેમ ?'

રસોડા તરફ નજર કરી સુરેશ કઇ બોલવા જતો હતો એટલામા રમાગૌરીનો સ્વર સભળાયો

' તમારા લાડકવાયાને કાકાને ઘેર જવુ છે ગૌરીનુ લગન છે ને ? અને એની ખરાબ મા એને જતા અટકાવે છે અને નિશાળે જવાનુ કહે છે એટલે એ રડે નહિ તો શુ કરે ? '

ક્ષણવારમા લક્ષ્મીરાય બની પરિસ્થિતિ સમજી ગયા એમણે પુત્રના માથા ઉપર હાથ ફેરવતા કહ્યુ ' રડ નહિ બેટા, નિશાળે આજે ના જવુ હોય તો ના જઇશ '

પછી વાત ફેરવતા કહ્યુ ' જો, તારે માટે હુ એક સરસ ચિત્રની ચોપડી લાવ્યો છુ એમા રગબેરગી ઘણા ચિત્રો છે તુ જો તો ખરો એ કેવી મઝાની છે ! '

ચિત્રોની ચોપડીની વાત સાભળી સુરેશ ક્ષણવાર બધુ ભૂલી ગયો અને બોલી ઉઠ્યો ' બાપાજી ! મને એ ચોપડી આપો '

' હા હા, તને આપવાનો જ હતો ' કહીને કાચનુ કબાટ ઉઘાડી એમાથી એક સચિત્ર ચોપડી કાઢી લક્ષ્મીરાયે પુત્રના હાથમા મૂકી

સુરેશ હીચકા ઉપર બેસી રગબેરગી ચિત્રો જોવા લાગ્યો

° ° ° °

આ સ્થળે થોડા ખુલાસાની જરૂર રહે છે. મોહનપુરમા ઘનસ્યામરાય કરીને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ રહેતા હતા. એમને બે દીકરા હતા મોટાનું નામ લક્ષ્મીરાય અને નાનાનુ નામ કૃષ્ણરાય પરલોક પ્રતિ પ્રયાણ કરતી વખતે મોટા લક્ષ્મીરાયને ઘનસ્યામરાયે નાના પુત્રની સોંપણી કરી કહ્યુ હતુ કે ' ભાઇ! તુ સમજુ ને વિવેકી છે. કુળની પ્રતિષ્ઠા કેમ જાળવી રાખવી તે તુ સારી પેઠે સમજે છે એટલે હુ એ બાબત નિશ્ચિત છુ મિલકતના બે ભાગ મે પાડ્યા છે છતા તમે બે ભાઇઓ જુદા નથી એમજ વર્તજો. ને કુસંપને ઘરમા દાખલ થવા દેશો નહિ '

બાપના નિધન પછી એમની સૂચના મુજબ લક્ષ્મીરાય વર્તવા લાગ્યો ને નાનાભાઇને કોઇ વાતે જરાપણ ઓછુ ન આવે એની કાળજી રાખીને વર્તવા લાગ્યો

પણ વિધિગતિ અકલિત છે કૃષ્ણરાયની સાસુએ પુત્રીને જુદા થઇ જવાની શિખામણ આપી અને મિલકતની મતામતી અર્થે ભાઇથી જુદા થઇ જવામા જ સાર છે એવુ કનકમાળાએ પોતાના પતિના મગજમા ભરવા માંડ્યુ એમા કોઈ નજીવી બાબતમા રમાગૌરી ને કનકમાળાને બોલાચાલી થઇ ને વાત વધી પડી. તે એટલે સુધી કે પિતા જેવા મોટાભાઇને ' તુ તા ' સભળાવી બેગ સાથે કૃષ્ણરાય જુદો થઇને રહ્યો

લક્ષ્મીરાયના મનોવેદનાનુ કંઇ ઠેકાણુ રહ્યુ નહી પણ ' ઇશ્વરેચ્છા બલીયસી ' એવુ માનીને એ ચૂપ રહ્યો

રમાગૌરીને ખૂબ લાગી આવ્યું. જરા પણ વાક વગર પોતાને બદનામ કરનાર દિયર-દેરાણી માટે એને તિરસ્કાર આવ્યો. એણે પતિ પાસે પુત્રના સોગન ખાઇ કહ્યુ કે, નાનાભાઇ સાથે કોઇ જાતનો સબધ હવે એ રાખશે નહી. ને લક્ષ્મીરાય જો સબધ રાખવા પ્રયત્ન કરશે તો માથુ પટકીને એ પોતાનો જીવ આપતા વાર નહી લગાડે

બિચારા લક્ષ્મીરાય! શુ કરે? પુત્રના સોગન અને પત્નીની હઠ? એ બે દીવાલો તોડવાની એમની તાકાત નહોતી અને કૃષ્ણરાયને તો ભાઇની પડી જ ન હતી એટલે એ ભાઇઓ વચ્ચે અતર વધવા માડ્યુ સાથે સાથે ભલા લક્ષ્મીરાયના દિલનુ દર્દ પણ વધવા માડ્યુ.

'જોજે, કુસપ ઘરમા પગ પેસારો ન કરે ' એ બાપના શબ્દો એને યાદ આવવા લાગ્યા, પણ બીજો રસ્તો ન હતો એટલે એ મનની વેદના મનમા શમાવીને દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

આમ કરેતા કરતા ત્રણ ચાર વર્ષ વીતી ગયા અને ઉંમરલાયક થયેલી પોતાની પુત્રી ઇન્દુમતિનુ કૃષ્ણરાયે લગ્ન લીધુ. લક્ષ્મીરાયના મનમા ઊંડે ઊંડે એવી આશા હતી કે, પુત્રીના લગ્નપ્રસગે કૃષ્ણરાય મને જરૂર બોલાવશે એ એવો સાવ બેવકુફ નથી કે ન્યાતજાતમા પોતાનુ ભુંડુ બતાવે પણ કૃષ્ણરાય બેવકુફ જ નીકળ્યો એણે મોટાભાઇના ઘર સામે પણ ન જોયુ. પછી મળવાની તો વાત જ શી! કુમકુમપત્રિકાઓ છપાણી તેમા

વિવેક ખાતર મોટાભાઇનું નામ છપાવું જોઇએ તે પણ તેણે ઉડાવી દીધું. જાણે લક્ષ્મીરાય નામનો કોઈ માણસ જ નથી. કેવી અધમતા !

જે છોકરીને નાનપણથી પોતાની જ દીકરી માનતા આવ્યા હતા, જે છોકરીનો લગ્નસમારંભ પોતાના હાથે ભારે ધામધુમથી ઉજવવાનો પોતે વિચાર સેવતા હતા, એ છોકરીનું લગ્ન થાય અને પોતાને ત્યાં જવાનો પણ અધિકાર નહીં ! લક્ષ્મીરાયનું મન ખિન્ન થઇ ગયું. એકાદ બે વખત કપડાં પહેરી એ ભાઇને ત્યાં જવા તૈયાર થયા, પણ રમાગૌરીએ એમને રોકયા. આખરે સ્વમાન જેવી કોઇ ચીજ છે કે નહીં !

° ° ° °

રાત્રીના દસ વાગવા આવ્યા હતા. દૂરથી શરણાઇઓના સૂર આવતા હતા. ઇન્દુમતિનું લગ્ન હતું. જાન આવી હતી. વિવાહ સમારંભ ઉજવાતો હતો. ઘરના દિવાનખાનામાં ખુરશી પર પડયા પડયા લક્ષ્મીરાય બારીમાંથી આકાશ તરફ જોઇ રહ્યા હતા. પાસે પલંગ પર સુરેશ ઉંઘતો હતો અને હીંચકા ઉપર રમાગૌરી બેઠી બેઠી સ્વામીના મ્લાન વદન તરફ જોઇ રહી હતી. મંદમંદ દીપક બળતો હતો.

'સુવા ઉઠવું નથી ! દસ વાગી ગયા છે.' મૌનનો ભંગ કરી રમાગૌરીએ સ્વામીને પૂછ્યું.

લક્ષ્મીરાયે જવાબ આપ્યો નહિ.

એ જોઈ પાસે આવી ખભા ઉપર હાથ મૂકી રમાગૌરી કોમળ સ્વરથી બોલી:

'તમને મારા પર માઠું લાગ્યું છે ? સવારે જવા દીધા નહિ એથી મારા પર તિરસ્કાર આવ્યો છે ?'

'હેં ? શું કહ્યું ?' વિચારમાંથી ઝબકીને જાગતાં લક્ષ્મીરાયે પત્નીના મુખ સામે જોયુ.

'હું એમ કહું છું કે—તમને બહું દુઃખ થતુ હોય તો હું મારો વિરોધ પાછો લઇ લઉ છું. આપ ખુશીથી ભાઇને ઘેર જાવ. હું એક શબ્દ પણ નહીં બોલું.'

'ના ના,'

'તો તમે આટલા બધા દુઃખી કેમ થાવ છો ? બે દિવસથી બરાબર ખાતા પણ નથી. બપોરે તમારી આંખમાં મેં આંસુ પણ જોયાં'તાં.'

'રમા ! તું જાણે છે કે ઇન્દુ મને કેટલી વહાલી છે ! એને મેં મારીજ દીકરી માની છે. એ છોકરીનું ત્રણ વર્ષથી મોંઢું નથી જોયું એ દુઃખનો વિચાર ન કરીએ પણ એના જીવનના ધન્ય પ્રસંગે પણ હું એને જોઇ શકું નહીં—એને આશીર્વાદ આપી શકું નહીં એ કેવી વાત છે ?'

'હું આપનું દુઃખ જાણું છું. મારેજ કહું છું—આપ જાવ. ને આશીર્વાદ આપી આવો. નારીની અક્કલ પગની પાનીએ હોય છે. એને તમે મહત્વ શું કામ આપો છો ?'

'એમ ન બોલ રમા, તારો એમાં દોષ કયાં છે ? તારી વાત સાચી છે. માણસમાં સ્વમાન તો હોવું જ જોઇએ. સ્વમાન વગરના માણસની કિંમત એક કોડીની. અને એણે મને ત્રણ

વર્ષમાં ઓછો બદનામ કર્યો છે? આ લગ્નપ્રસંગ મારા વગર ઉકેલે છે એ શું ઓછું અપમાન છે?'

'તો તમે જરા મનને વધારે મજબૂત બનાવો. આમ દુઃખી થયા કરો એ સારું નહીં.'

'વાત બરાબર છે. પણ મારા હાથની એ વાત નથી.' કહી લક્ષ્મીરાય ખુરશી ઉપરથી ઉઠ્યા ને બારી આગળ જઇને ઉભા.

રમા ભવ્ય હૃદયના સ્વામીની પીઠ તરફ જોઇ રહી.

° ° ° °

'બાપાજી!' ઉંઘમાં સુરેશે બૂમ પાડી.

'કેમ બેટા?' બાજુમાં પાસાં ઘસતા લક્ષ્મીરાય પલંગમાં બેઠા થયા.

'બાપાજી! હું નિશાળે નહીં જાઉં.' સુરેશ ઉંઘમાં લવતો હતો. લક્ષ્મીરાયની દૃષ્ટિ સમક્ષ સવારનું ચિત્ર ખડું થયું. એ બેધ્યાનપણે બોલ્યા. 'સારું, ન જતો.'

'પ...ણ, બાપાજી, આપણે કાકાને ત્યાં નહીં જવાનું? બેનનું લગન છે ને...'

રમગૌરી પણ બેઠી થઇ ગઇ. પુત્ર ઉંઘમાં પણ બેનના લગનમાં જવાની હઠ પકડતો હતો. એમણે નજીક આવી સુરેશના કપાળે હાથ મૂકયો અને એ બોલી ઊઠી:

'ઓ મા!'

'કેમ શું છે?' લક્ષ્મીરાયે પૂછયું.

'સુરશને તાવ આવ્યો છે. શરીર લોઢા જેવું ધીકે છે. અને એમાં લવરી કરે છે.'

લક્ષ્મીરાયે હાથ મુકી ખાતરી કરી.

એવામાં સુરેશ પુનઃ બોલ્યો:

'મને બા જવાની ના પાડે છે. કાકાને બારણે મોટો માંડવો બાંધ્યો છે, ઢોલી રમે છે ને બહુ માણસો ભેગાં થયાં છે.'

રમાગૌરી અને લક્ષ્મીરાયે એકબીજાના સામે જોયું.

'તને સવારે કાકાને ત્યાં લઇ જઇશ હોં બેટા!' પિતાએ કહ્યું.

'અને નવાં કપડાં પહેરી બેનના લગનમાં તું જજે હોં ભાઇ!' માતૃહૃદય બોલી ઉઠયું.

સુરેશ થોડી વાર શાંત રહ્યો. રમાગૌરીએ કબાટમાંથી કોલનવોટરની શીશી કાઢી સુરેશના માથે પોતાં મૂકવાં શરૂ કર્યાં.

થોડી વાર શાંત રહી પુનઃ સુરેશ બોલ્યો:

'બા! મારૂં પેલું નવું પાટલુન અને રેશમી ખમીશ કાઢી આપજે. અને પેલો નવો રેશમી કોટ પણ ભૂલાય નહીં. જૂનાં કપડાં પહેરી હું નહીં જાઉં.'

રમાગૌરીની આંખમાં જળજળીઆં આવી ગયાં. એમણે દુઃખી અવાજથી સ્વામીને કહયું, "તમે કાલે સવારે સુરેશને લઇને ત્યાં જાવ. એ હૈયાફુટાને તો કશી લાગણી નથી નહીંતો 'બેન બેન' ઝંખતા આ બાળકને ભૂલી જાય! તમારો આમ તો અનાદર કરેલો જ છે. તમે

જશો ને નહીં બોલાવે તો વિશેષ શું અપમાન થઇ જવાનું છે ! તમે આથે ઉભા રહેજો ને દૂરથી છોકરીને આશીર્વાદ આપી આવના રહેજો. મેં જ તમને અટકાવ્યા હતા ને હું જ તમને આગ્રહ કરું છું.'

લક્ષ્મીરાયે કશો જવાબ આપ્યો નહિ.

° ° ° °

બીજે દિવસે પણ સુરેશને તાવ રહયો. ત્રીજે દિવસે જાન જવાની હતી. સુરેશને તે દિવસે તાવ ઉતરી ગયો હતો. જાન નીકળવાના અડધા કલાક પહેલાં સુરેશને નવાં કપડાં પહેરાવી, એને લઇ લક્ષ્મીરાય ગામ બહાર એક ફર્લાંગને છેટે આવેલા રામનાથ મહાદેવના દર્શને ગયા. ને દર્શન કરી શિવાલયના ઓટલા પર બેઠા.

શિવાલય આગળથી પસાર થતો રસ્તો સ્ટેશન તરફ જતો હતો. એ રસ્તા ઉપર થોડી વારે જાનનાં માણસો સહિત એક મોટર પસાર થવા લાગી.

મોટરને જોઈ લક્ષ્મીરાય ઉભા થયા.

'બાપાજી ! કેમ ઉભા થયા ?' સુરેશે પૂછ્યું.

'તારે બેનને મળવું છે ને ?'

'હા, હા.' સુરેશ ઉભો થઇ ગયો.

'તો ચાલ' કહીને ઉતાવળથી લક્ષ્મીરાય મોટર તરફ ગયા.

લક્ષ્મીરાયને જોતાં મોટર ઉભી રહી. અને એમાંથી ઇન્દુમતિ નીચે કૂદી પડી. લક્ષ્મીરાયના પગમાં નમી. 'બેટા ! સુખી રહો ! અખંડ સૌભાગ્યવતી ભવ !' લક્ષ્મીરાયે ઇન્દુમતિના માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો.

સજળ નેત્રે ઇન્દુમતિ બોલી : 'દાદા ! તમે કેમ ના આવ્યા ? ભાઇને પણ મોકલ્યો નહી !'

'હું આવ્યો છું બેન ! આ રહયો' કહેતોક ને બાપાજીની પાછળથી નીકળી સુરેશ બહેનના હાથે વળગી પડયો. ઇન્દુમતિએ ભાઇને છાતી સરસો ચાંપી દીધો.

લક્ષ્મીરાયની આંખમાં જળજળીઆં આવી ગયાં. એ રૂંધ્ધ કંઠથી બોલ્યા: 'હું આવત બેન ! પણ તારા મોટાભાઈને ઠીક ના લાગે એટલે હું આવ્યો નહીં. અને મારૂં બીજું ત્યાં ખાસ કામેય શું હતું ? મારે મારી બેટીને આશીર્વાદ આપવા હતા તે અહીં આવીને આપ્યા' કહીને ગજવામાંથી વીસ રૂપીઆ કાઢી લક્ષ્મીરાયે ઇન્દુમતિના હાથમાં મૂકયા.

ઇન્દુમતિ ફરીવાર દાદાના ચરણમાં નમી 'બહેન ! સુખી રહો ! ભગવાન તારૂં મંગલ કરો !' લક્ષ્મીરાયે પુનઃ આશીર્વાદ આપ્યા ને જાનનો વખત થઇ જવા આવ્યો હતો એટલે એમણે ઇન્દુમતિને મોટરમાં બેસવા કહ્યું.

'દાદા ! તમે કહો તો ભાઇને હું મારી સાથે લઇ જાઉં. દસ દહાડા પછી હું પાછી આવનાર છું ત્યારે તેડતી આવીશ. મને એને લીધે બહુ ગમશે !'

'ભલે' દાદાએ એકદમ સંમતિ આપી દીધી અને રાજી થતો થતો નાનો સુરેશ બહેનની સાથે મોટરમાં જઇ ગોઠવાઇ ગયો.

ચિંતા મને થયા જ કરે છે અને ઘેર વળતાં મારૂં મગજ એમાં એટલું બધુ ગુંચવાયેલું હોય છે કે પેલા બારણા સાથે મારૂં માથું બટકાય છે અને હેટ નકામી થાય છે, અને નવી હેટ ખરીદવા જતાં ઓરેન્જ ક્રોશનો સીસો ખરીદવાનો છે એ વાતનું મને વિસ્મરણ થાય છે. પરિણામે વાળુ પછીનું ઓરેન્જ ક્રશનું પીણું હું ગુમાવું છું.

વસ્તુ ગાઢ અને સુશ્લિષ્ટ બન્યું છે. પ્રસંગપરંપરાના દરેક પ્રસંગમાંથી તે પછીનો પ્રસંગ ઉદ્દભવે છે. તેમ છતાં આ પ્રસંગો અન્યોન્ય બરાબર ગૂંથાઇ વણાઇ જતા નથી. એકાકી કાર્યો અને કારણો તરીકે એ અન્યોન્યને માત્ર અનુસરે છે. એ કાર્ય અને કારણના અન્યોન્ય પર આંતરિક અસર કરતા સમૂહ બનતા નથી. વળી વાર્તા હજુ યે પરાકાષ્ઠા વગરની છે. એમાં અનુક્રમ છે પણ પરિણામજનક ફલ લાવે તેવી ક્રમશઃ વૃદ્ધિ કે આરોહણ નથી. વસ્તુને સંપૂર્ણપણે ગાઢ અને સુશ્લિષ્ટ બનાવવું હોય તો અત્યાર સુધીમાં જે કાંઇ બન્યું છે તેના કરતાં સવિશેષ મહત્વનું અને અસરકારક ( કે એટલાજ મહત્વનું અને અસરકારક ) કંઇક અંતે બનવું જોઇએ. આ કંઇક અત્યાર સુધીમાં બની ગયેલા બનાવોમાંથી નિષ્પન્ન થતા, સીધા અને સંયુક્ત ફલ રૂપે હોવું જોઇએ; પ્રસંગોની હારમાળાનો છેલ્લો પ્રસંગ જ ન હોવો જોઇએ. પ્રસંગો કે જેમાંનો દરેક તે પછીના પ્રસંગ સાથે માત્ર કાર્ય અને કારણના સંબંધીથી જ જોડાયેલો છે. તેથી વસ્તુને વિશેષ સુશ્લિષ્ટ બનાવવાની જરૂર છે. વસ્તુને સવિશેષ સુશ્લિષ્ટ બનાવી અંતિમ સિદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ. દરરોજ બનતા સાધારણ બનાવો કેવી કરૂણ પરિસ્થિતિ ઉભી કરે છે તે આપણે વાર્તા દ્વારા દર્શાવવું છે. અન્ય સર્વ બનાવોના સંયુક્ત પરિણામ જેવા અંતિમ બનાવ કે દશ્ય એમાં આવવાં જોઇએ. અને એમાં કરૂણ પરિસ્થિતિનો પૂરેપૂરો રહસ્ય સ્ફોટ થવો જોઇએ.

સરળતા માટે ઓરેન્જ ક્રશનો પ્રસંગ છોડી દેશું. મેં ખૂનનો અપરાધ કર્યો છે. અને જેલ જવાથી છટકી ગયો છું અને આ દૂરના શહેરમાં સન્માનનીય વ્યવસાયમાં સુપ્રતિષ્ઠિત થયો છું એમ માની લેશું. વાતવાતમાં ચીડાઇ જાઉં એવો મારો સ્વભાવ છે, મોડી ચા, ગુમાવેલી લોકલ, અને ખોયેલ ઘરાક ધીમે ધીમે મારા સ્વભાવને ગરમ કરે છે. સ્વભાવ ઉકળવાની તૈયારીમાં જ છે. બારણા સાથે બટકાઉં છું અને હેટ નકામી થાય છે ત્યારે મારો ક્રોધ બેકાબુ થાય છે. હું અસભ્ય વાણી બોલું છું. એક સિપાઇ મને એમ ન બોલવાની ચેતવણી આપે છે ત્યારે હું એની સામે દાંતિયા કાઢી ધસી જાઉં છું. એ મારી ધરપકડ કરે છે, મને પોલીસ ચોકીએ લઇ જવામાં આવે છે અને હું ઓળખાઇ જાઉં છું. જેલખાનામાં મને લઇ જવામાં આવે છે, ત્યારે ફાંસીને માચડે જતો હોઉં એવી લાગણી મને થાય છે. ધીમે ધીમે, ક્રમે ક્રમે, આ વસ્તુ સરળ અને સ્વાભાવિક પ્રગતિ કરી અંતે કટોકટીના બિંદુએ ( crises ) આવ્યું છે. પ્રસંગ સાથે પ્રસંગના વાણાતાણા ગુંથાઇ ગયા છે, મારાં ચારિત્ર્યે મારાં કાર્યોને પ્રેર્યા છે અને મારા કાર્યોના પ્રત્યાઘાત પ્રસંગો પર પડયા છે. એ સર્વમાંથી એક એવી આખરી પરિસ્થિતિ ઊભી થાય છે જેની કરૂણતાનું ભાન વાચકને ઓચિંતુ થાય છે. પ્રસંગો એકલી ક્રમશ : પ્રગતિ જ બતાવતા નથી. આ પ્રસંગો ગાઢ સંપર્કવાળી અસરોના એકબીજા સાથે વણાઇ ગયેલા સમૂહને ઉત્પન્ન કરે છે; દરેક અસર બીજા સાથે એટલા-બધા ગાઢ સંપર્કવાળી છે કે અંતિમ પરિણામમાં દરેકે કાંઇક ફાળો આપ્યો છે—જે સમગ્ર પ્રયોજન અને પરિણામનો અંશ બને છે. અહીં રજૂ થતું વસ્તુ વાજબી રીતે ગાઢ અને સુશ્લિષ્ટ છે.




લેખક : શ્રી. ઉપેન્દ્ર પંડયા

અહોહો રંગની રેલંછેલ !
આભમાં રંગની રેલંછેલ !

લખલખ છોળે છલકયો સાયર ફેનિલ મસ્ત છકેલ,
રંગ ભરી ભરી સંધ્યા વરસે લળી લળી હેતની હેલ.
અહોહો ! ૦

ધોળાં ધોળાં મંદિર સરીખાં વાદળ શાન્ત ઉભેલ,
ટનન ટનન ટન ઘંટી ગુંજે, રવિકર સોનલરેલ,
અહોહો ! ૦

આભતણો શો રંગીન દરિયો મખલખ રંગ ખચેલ !
ભુરાં ભુરાં ચકચકતાં જળ—આભ જ શું ઉતરેલ !
અહોહો ! ૦

(તો યે) હજાર રંગે રંગ વિનાનું મન કાં મૂગું અકેલ ?
એરે મનડે સુરઝાયેલી કોની મ્હેંકી ગઇ વેલ ?
અહોહો ! ૦

# આપણાં મંદિરોમાં કળા

લેખકો : પ્રો. મંગેશરાય પાઠકજી એમ. એ. એલએલ. બી.
અ. સૌ. શ્રી વિદ્યા મંગેશરાય પાઠકજી

આપણા દેશમાં ઘણાં મંદિરો સ્થળે સ્થળે જોવામાં આવે છે. આ મંદિરોની સાથોસાથ જુદી જુદી સર્વ પ્રકારની કળાઓ સંકળાયલી રહી છે એટલું જ નહિ પણ પ્રગતિ કરી રહી છે એ ધ્યાન ખેંચનારી બાબત છે.

ચિત્રકળા, શિલ્પકળા, સ્થાપત્યકળા, નૃત્યકળા તથા સંગીતકળા એ પાંચ સર્વમાન્ય કળાઓ છે. વધારામાં સાહિત્ય ને તેમાં પણ વિશેષતઃ કાવ્ય પણ કળાઓમાં સ્થાન પામે છે. આ બધા ઉપરાંત કોઈ પણ ઉપર ગણાવેલી ખાસ કળાઓમાં સમાવેશ ન થઈ શકે છતાં જે સર્વ રીતે સુંદર હોય ને સામાન્ય માણસની આંખને ખૂબ પસંદ પડે એવી કોઈ રચના અથવા ગોઠવણીને પણ આપણે ‘ કળા ’ એ સામાન્ય નામથી ઓળખીએ છીએ.

પ્રત્યેક મંદિરમાં આ બધી જ કળાઓ સંપૂર્ણરીતે ખીલેલી હોય છે એમ હોતું નથી પરંતુ થોડેવત્તે અંશે એક યા બીજી કળા મંદિરે મંદિરમાં વિકસેલી દેખાય છે. અપવાદ રૂપે આમાં નાનાં નાનાં ગામડાંઓનાં મંદિરો ગણાવી શકાય. કારણ એમાં મોટેભાગે કોઈ પણ જાતની કળાનો તદ્દન અભાવ હોય છે.

પરંતુ જરાક મોટાં સ્થળોમાં મંદિરો તરફ દષ્ટિપાત કરવા માંડીએ કે તરત જ કોઈક સ્વરૂપે કળા બહાર તરી આવે છે.

અનેક મંદિરો સમક્ષ ઉભાં રહેતાં સહુથી પ્રથમ એનું સ્થાપત્ય-મંદિરનું મૂળ બાંધકામ-આપણી નજરે ચઢે છે. દરેક મંદિર પ્રત્યેક વ્યક્તિએ ન જોયું હોય તો પણ પુસ્તકોમાંના તે તે મંદિરોના ફોટાનું અવલોકન કરીએ તો અનેક મંદિરોના બાહ્ય સ્થાપત્યની સુરેખ, સુડોળ, સપ્રમાણ, સુંદર રચના આપણું જરૂર ધ્યાન ખેંચશે. મધ્ય હિંદમાંનું ખજુરાહોનું શિવમંદિર, નર્મદા પરનું માળવાના પ્રખ્યાત ભોજે બંધાવેલું સિદ્ધનાથ શિવનું મંદિર, રેવા રાજ્યનું પ્રબોધ શિવ મંદિર, ભુવનેશ્વરનું લિંગરાજ મંદિર, પ્રભાસનું જુનું સોમનાથ મંદિર, આબુ પરનાં જૈન મંદિરો

તથા પશ્ચિમ હિંદમાં ઘણી જગાએ દેખાતાં સ્વામીનારાયણનાં મંદિરો તેમજ દક્ષિણ હિંદમાંનાં મંદિરો પોતપોતાની બાંધણીથી પોતાનું નિરાળું વ્યક્તિત્વ રજુ કરી હિંદુ સ્થાપત્યના અનેક ઉત્તમ નમૂનાઓ પ્રકાશમાં આણે છે.

મંદિરોમાં પ્રવેશતાં તેમાંની મૂર્તિઓ દ્વારા રજુ થતી શિલ્પકળા પણ આહ્લાદ પમાડે એવી હોય છે. લગભગ પ્રત્યેક હિંદુ મંદિરમા મુખદ્વારની અંદર એક બાજુ ગણપતિ ને બીજી બાજુ હનુમાનની મૂર્તિ જોવામાં આવે છે. જુનાગઢના ઉપરકોટમાં તેમજ કેટલાંક સ્વામીનારાયણ મંદિરોમા મોટી જબરી આ બે મૂર્તિઓ નજરે પડે છે, ને તેનું શિલ્પકામ આકર્ષક હોય છે. વળી શંકરના મંદિરોમાં મોટે ભાગે સામાન્ય પ્રકારની ગોળ કે લંબગોળ કાળા પત્થરની લિંગ મૂર્તિ હોય છે. પરંતુ કેટલાક શિવમંદિરોમાં લિંગસ્વરૂપો ઘણાં સુંદર હોય છે. દાખલા તરીકે પ્રભાસપાટણના નવા સોમનાથનું તેજ મારતું અનુપમ લિંગ નાસ્તિક માણસના હૃદયને પણ ઘડીભર વિસ્મય પમાડી દે. મહાદેવનાં કેટલાંક મંદિરોમાં છેક સોમનાથ જેટલું નહિ પરંતુ ભક્તિભાવ ઉત્પન્ન થાય એટલું આકર્ષક મોહક લીંગ હોય છે. જેમકે અસલ વલ્લભીપુર જેને હવે વળા કહે છે ત્યાં તેમજ સુરતમાં કાશીવિશ્વનાથ અને સુરત પાસે અશ્વિની કુમારમાં વૈદ્યનાથ, ને જુનાગઢમાં ભૂતનાથ વગેરે દેવાલયોમાં.

વળી અનેક શિવમંદિરોમા લિંગસ્વરૂપ આકર્ષક ન હોય તો અંદરની પાર્વતીની મૂર્તિ અત્યંત ઉંચી કક્ષાનું શિલ્પ રજુ કરતી હોય છે.

તેમજ વિષ્ણુના કે દેવીનાં મંદિરોમાં અનેક સ્થળે ચિત્તને પ્રસન્ન કરે ને મૂર્તિની



શ્રી. વિદ્યાબહેન પાઠકજી, પ્રો. મંગેશરાય પાઠકજી

આકૃતિ તથા સ્વરૂપ જોઇ ભક્તિમાં લીન થઈ જઇએ એવી શિલ્પકળા દૃષ્ટિગોચર થાય છે. મુંબઇના સુવિખ્યાત માધવબાગ મંદિરમાં તેમજ પ્રભાસપાટણમાં પચાસ વર્ષ થયાં બંધ રહેલા ને હમણાં થોડા મહિના થયાં ખુલેલાં લક્ષ્મીનારાયણ મંદિરમાં સ્વામી તથા નારાયણની મૂર્તિઓ દર્શનાર્થીને મંત્રમુગ્ધ કરી નાંખે એવી અજબ કારીગીરીથી ઘડાયલી છે. તેમજ સુરતમાં બીરાજતાં પ્રખ્યાત અંબાજી માતાનું દૈવી તેજસ્વી સ્વરૂપ આંખ આગળથી ખસે નહિ એવું છે.

ઉપરાંત ઘણાં મંદિરોમાં અમસ્થાં શોભા માટે મૂકવામાં આવેલાં કેટલાંક પુતળાં અથવા દેવદેવીઓની બાજુના ભાગમાં ગોઠવેલી ઉપલક મૂર્તિઓ પણ સારું શિલ્પકામ રજુ કરે છે. કેટલાંક જૈન મંદિરોમાં આવાં કળામય પુતળાં વધુ પ્રમાણમાં નજરે પડે છે.

મોટા ભાગના આપણા મંદિરોમાં ચિત્રકળા પણ સારો ભાગ ભજવે છે. શિવનાં માતાનાં કે જૈન મંદિરોમાં ઘુમ્મટોમાં તેમજ ભીંતો પર ઘણી વખત બહુ મનોહર ચિત્રો ચિતરાયલાં આપણી નજરે પડે છે. કેટલીકવાર બહુ સામાન્ય બાંધણીનાં મંદિરોમાં ભીંતો પર અડધાં પડધાં ઝાંખાં થઈ ગયાં હોય, કોઇક કોઇક જગાએથી ઉખડી ગયાં હોય તો પણ એક વખત મૂળરૂપમાં ઘણાં સરસ ચિત્રો હશે એમ માલૂમ પડી આવે છે. કેટલાંક પુષ્ટિમાર્ગી મંદિરોમાં ઠાકોરજીની આજુબાજુમાં પુરાણી છતાં સુરેખ ને સપ્રમાણ કળા દર્શાવતાં ચિત્રો આપણું ધ્યાન ખેંચે છે. સુરતનાં અંબાજી મંદિરમાં શ્રી ચંડીપાઠમાંના વર્ણન મુજબ જે ચિત્રો હમણાં થોડાં વર્ષો પર જ દોરવામાં આવ્યાં છે તે અતિ મનોહર છે. એ ચિતરનારે બનાવટી બાહ્યરંગોથી નહિ પણ પોતાના ભક્ત તરીકેના હૃદયરંગથી જાણે એ ચિત્રો ચિતર્યાં ન હોય એમ જોનારને લાગે.

આપણાં ગુજરાતનાં મંદિરોમાં હાલ ખાસ નૃત્યકળા જોવામાં આવતી નથી પરંતુ ઇ. સ. ૧૦૦૦ ની આસપાસ ગુજરાતનાં મંદિરોમાં પણ એ કળા ઊંચી કક્ષાએ તેમજ વિશેષ પ્રમાણમાં હશે એમ તે કાળનાં સોમનાથનાં વર્ણનમાં ત્રણસો નર્તકીઓ મંદિરની સેવામાં રહેતી એ ઉલ્લેખ પરથી કલ્પી શકીએ છીએ. તેમજ દક્ષિણ હિંદનાં મંદિરોમાં આજે પણ એ કળા સારા પ્રમાણમાં જોવામાં આવે છે. મુસલમાની જમાનો આવ્યો ને નાચનારી સ્ત્રીઓ અનીતિમાન થવા લાગી એટલે મંદિરોમાંથી સ્ત્રીઓના અંગમરોડ બતાવતી, નાચવાની પ્રથા કાઢી નાખવામાં આવી હશે એમ જણાય છે. આમ છતાં ગોકુળાષ્ટમી કે એવા મોટા તહેવારના પ્રસંગે મંદિરોમાં રાધાકૃષ્ણના નાચ અથવા નવરાત્રી કે અલૂણાવ્રત વખતે છોકરીઓના નૃત્ય સાથેના ગરબા કે ગીતો એ અસલ મંદિરો સાથે અંતર્ગત રહેલી અગાઉની નૃત્યકળાનાં રહ્યાંસહ્યાં અવશેષ રૂપે છે એમ કલ્પી શકાય.

હવે પાછું લોકમાનસ પ્રાચીન નૃત્ય કળાના પુનરુદ્ધાર કરવા પ્રેરાયું છે એમ જુદીજુદી જાહેર પ્રવૃત્તિઓ પરથી જણાય છે. એટલે અમુક વર્ષો બાદ એ કળા મંદિરોમાં ફરી પાછું સ્થાન મેળવશે એમ ધારી શકાય..

નૃત્ય કળાનું અધઃપતન મુસલમાની યુગમાં થયું તેની સાથે સાથે સંગીત કળાનું પણ પતન થયું ને ગાના બજાના નાચના એ અનીતિમય ગણાવા લાગ્યાં. પરંતુ સંગીતની સ્થિતિ

છેક નૃત્ય જેટલી ખરાબ ન થઇ. મંદિરોમાંથી નૃત્ય અદશ્ય થયું પણ સંગીત ન થયું. એનું કારણ એ લાગે છે કે નૃત્ય મુખ્યત્વે સ્ત્રીઓ મારફત પ્રદર્શિત થતી કળા હોવાથી મુસલમાની જમાનામાં સ્ત્રીઓ પડદામાં ગઇ એટલે એ કળા લુપ્ત થઈ ગઇ. અનીતિમાન સ્ત્રીઓ મંદિર સિવાયની જગાઓમાં નૃત્ય કરવા લાગી ને હિંદુ નર્તિકાઓજ ઓછી થઇ ગઈ એટલે મંદિરો સાથે નૃત્યનો સંબંધ પુરો થયો. એ પ્રમાણે મંદિરોમાં અગાઉના જમાનામાં સ્ત્રીઓ પણ ગાતી હશે પરંતુ સ્ત્રીઓની દરેક પ્રવૃત્તિ પર અંકુશ મુકતા કાળમાં દેવસ્થાનોમાં પણ સ્ત્રીઓ ગાતી અટકી ગઇ. પરંતુ સંગીતમાં પુરૂષો પણ સારી રીતે ભાગ લઇ શકે એટલે પુરૂષોનું સંગીત મંદિરોમાં જેમનું તેમ કાયમ રહ્યું. અનેક મંદિરોમાં રોજ સાંજની 'આરતી' વખતે અથવા રાત્રે પુરૂષ વર્ગ તરફથી ભજન કીર્તન થતાંજ હોય છે.

રોજનાં એવાં ચાલુ ભજન કીર્તન મારફત થોડુંઘણું સામાન્ય ઢબનું સંગીત મંદિરોમાં સંભળાય છે તે ઉપરાંત મહાશિવરાત્રીએ મહાદેવનાં મંદિરોમાં, દુર્ગાષ્ટમીએ માતાનાં મંદિરોમાં જન્માષ્ટમીએ વૈષ્ણવ મંદિરોમાં, દિવાળી તથા અન્ય તહેવારો દરમ્યાન ઠેકઠેકાણે દેવદેવી સન્મુખ ઉંચા પ્રકારના શાસ્ત્રીય સંગીતની મહેફિલો તથા જલસાઓ અવારનવાર થાય છે. વૈષ્ણવ મંદિરોમાં રોજ દરેક દર્શન ચાલુ રહે ત્યાં સુધી સારામાં સારા શાસ્ત્રીય રાગોનું સુંદર સંગીત સાંભળવા મળે છે.

સાહિત્યને કળા સ્વરૂપે જોઇએ તો સોમનાથ મંદિરને અનુલક્ષી કેટલું બધું નવલકથા તથા વાર્તારૂપે શુદ્ધ સાહિત્ય પણ લખાયું છે ? તેમજ નરસિંહ મહેતાના ચોરાને કેન્દ્રમાં રાખી કેટલું સાહિત્ય ખેડાયું છે ? ગદ્યસાહિત્યને કળામાં ન ગણીએ ને ફક્ત કાવ્યકળાને જ લક્ષમ રાખીએ તો આબુ પરનાં આરાસુરી અંબાજી, પાવાગઢ પરનાં મહાકાળી ને સૂરતનાં અંબાજી પર કંઇ ગીતો, ગરબા તથા છંદો લખાયા છે. તેમજ ભક્ત શિવાનંદે શિવજીની આરતીની સુંદર કૃતિ મંદિરની ભાવનાને મૂળભૂત રાખી લખી છે. તેજ પ્રમાણે ડાકોરના રણછોડરાય તથા પ્રત્યેક શહેરમાં આવેલા જુદાં જુદાં વિષ્ણુનાં સ્વરૂપો પરત્વે કંઇક ભજનો કાવ્યકળા દર્શાવતાં લખાયાં છે.

આ બધી વિશિષ્ટ પ્રકારે દેખાતી પ્રત્યેક કળા ઉપરાંત કોઇ પણ સુંદર રચના કે કારીગીરી અથવા ગોઠવણીને આપણે કળા ગણીએ છીએ ને એ રીતે પણ મંદિરોને સર્વ-સામાન્ય અર્થમાં કળા સાથે ઘણો ગાઢ સંબંધ છે. આ પરત્વે દાખલાઓ અનેક આપી શકાય. શિયાળામાં અનેક મંદિરોમાં બનાવવામાં આવતાં ઘીનાં કમળો, ચોમાસામાં પુષ્ટિમાર્ગ સંપ્રદાયના મુખ્ય મંદિરમાં તેમજ બીજાં અનેક વૈષ્ણવ મંદિરોમાં યોજવામાં આવતાં ફૂલનાં, ફળનાં, કેવડાનાં વગેરે જાતજાતના હિંડોળાઓ, હોળી, શરદપૂનમ, રથયાત્રા તથા વૈષ્ણવ સંપ્રદાયના અન્ય તહેવારો વખતે ગોઠવવામાં આવતાં સુંદર કળાત્મક દર્શનો, તેમજ બેસતે વર્ષે કે એવે કોઇ ખાસ દિવસે મંદિરેમંદિરમાં ધરવામાં આવતા છપ્પનભોગ વગેરેની ગોઠવણી તથા પ્રત્યેક દેવદેવીનાં મંદિરોમાં રોજનાં દર્શનની અનેક પ્રકારની સફાઇભર સુઘડ ને સુયોગ્ય રચના તથા અવારનવાર પુરવામાં આવતા સાથિયા, રંગોળી, સાંગી વગેરેના આંખે ઉડીને વળગે એવા પ્રકારો તથા મંદિરોની કળાનું વૈવિધ્ય દેખાડે છે. ઉપરાંત સૂરતનાં અંબાજી મંદિરમાં અનેક પ્રકારનાં ગોઠવવામાં આવતાં ફૂલની

વાડી, બંગલા, તોરણો વગેરે દેખાવો ઉપર જુદીજુદી ગણાવેલી હોય એક કળા નહિ પણ સર્વકળાઓનાં સંમિશ્રણથી ઉભી થયેલી એક સુરેખ, આકર્ષક ને હૃદયંગમ કળા આપણી સમક્ષ રજુ કરે છે.

પુષ્ટિમાર્ગી વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરો જેને સાધારણ રીતે 'હવેલી' કહેવામાં આવે છે એને માટે એટલું ચોક્કસ રીતે લખી શકાય કે મધ્યયુગીન કાળમાં શિખરબંધી શિવમંદિરોની સર્વ સંસ્કૃતિ મુસ્લીમ આક્રમણકારો તોડી પાડવા એકસરખો પ્રયત્ન કરતા હતા તે જમાનામાં શિખરબંધી મંદિરો છોડી દઇ 'હવેલી' સંજ્ઞાથી ઓળખાતાં સામાન્ય મકાન ઘાટનાં સ્વરક્ષણ માટે મુખ્યત્વે ગલીકુંચીમાં બંધાવવામાં આવેલાં વિશાળ સ્થળોમાં એ સંપ્રદાયોએ આપણી કેટલીક કળાઓને સાચવવાનો તથા વધારવાનો સંગીન અને પ્રશસનીય સફળ પ્રયત્ન કર્યો છે. એમાંની મૂર્તિઓ નાની હોય છે ને મંદિરો મકાન ઘાટનાં હોય છે એટલે શિલ્પ કે સ્થાપત્ય સાથે એ મંદિરોને ખાસ લેવાદેવા નથી. પરંતુ ચિત્રકળા, સંગીતકળા ને ઉપર જેને વિધવિધ પ્રકારની સામાન્ય કળા ગણી છે એવી વિશિષ્ટ કળા હવેલીઓમાં બહુ જ પ્રાધાન્ય ભોગવે છે.

આ પ્રમાણે આપણાં મંદિરો એ જમાનાજૂનાં કળાનાં ધામો છે. આ સર્વ કળાઓ મંદિરોમાં હોય છે ત્યારે અધોગતિ પામતી નથી ને એક પ્રકારની નીતિની ઉંચી કક્ષામાં જ રહે છે. મંદિરોમાં નગ્ન શિલ્પાકૃતિઓ, બીભત્સ ચિત્રો કે અશ્લીલ સંગીત જોવા સાંભળવા

નહિ મળે કારણ દરેક ચીજ દેવને અર્પણ કરવાના હેતુપુરઃસર હોવાથી તે તે કળાનું શુદ્ધ, નિર્દોષ પવિત્ર તથા આત્માને વિકસાવનારૂ તત્વજ આપવામાં આવે છે. મંદિરમાંના રાધાકૃષ્ણના રાસ આપણને સીનેમાના નાચથી કેટલા જુદા લાગશે ? વળી સંગીત પણ મંદિરમાં એકલું આશકમાશુક વચ્ચે ઇશ્ક બતાવનારૂં હોતું નથી પણ શ્રી કૃષ્ણરાધાને ઉદ્દેશીને જ હોય, તે દૈવી પ્રેમ બતાવે છે.

આ પ્રમાણે કેટલીક કળાનો અતિરેક થઇ જતાં વ્યક્તિ કે સમાજ પતનને માર્ગે જઇ રહયાં હોય તેને મંદિરોમાંની કળા સુમાર્ગે વાળે છે ને શુદ્ધ તથા પવિત્ર ભક્તજન હોય તેને તો મંદિરો સામાન્યતઃ ભક્તિ ભાવનામય રાખેજ છે. રોજ મંદિરોમાં દર્શન કરનાર આ બધી કળોપાસના જુએ છે ને અનુભવે છે. ને વિશુદ્ધ ભાવે સર્વ કળાની કદર કરે છે. ધાર્મિક દૃષ્ટિએ મૂર્તિનો આ મુજબ ભક્ત હોય તેને તો આ સર્વ કળાના એકીકરણથી અવર્ણનીય આનંદ થાય છે. પરંતુ જે ભક્ત ન હોય તેમજ મૂર્તિપૂજક ન હોય પણ ફક્ત કળાપૂજક હોય તેણે આપણાં મંદિરોની અવારનવાર મુલાકાત લેવી જોઇએ. એવા કળાકારો તથા કળારસિકો આપણા મંદિરોમાંની સર્વ પ્રકારની કળામય, કળાત્મક રચનાનો બરાબર સંગીન અભ્યાસ કરી આપણાં મંદિરોમાં હાલ જે રીતની કળા દૃષ્ટિગોચર થાય છે તેને આથી પણ વધુ ઊંચી સુદૃઢ તથા સંગીન કક્ષાએ ભવિષ્યમાં લઇ જાય એવી ઇચ્છા મંદિરનો દરેક ભક્ત અથવા હિંદનો દરેક કળાકાર તથા કળારસિક પોતે સહૃદય રાખે ને એ કળાઓ મંદિરોને કેન્દ્રમાં રાખી બને તેટલી વધુ પ્રજાજીવનને સ્પર્શી શકે એવી રીતે પ્રસરી પ્રગતિ કરતી જાય એવું કોણ નહિ ઇચ્છે ? અમુક કળાઓના સેવનમાં પતન રહેલું છે પણ તે મંદિરને મધ્યબિંદુ રાખી આયોજવામાં આવે તો ઇશ્વર પ્રત્યેનાં આસ્થા, માન તથા ભાવનાથી એ કળાઓ મંદિરોમાં અધોગતિ પામતી નથી પણ અમુક ઊંચા પ્રકારનું નિર્ભેળ, નિર્દોષ, દોષમુક્ત, પવિત્ર વાતાવરણ ચાલુ રાખી શકે છે. આ કારણથીજ અનેક સદીઓની ગુલામી છતાં હિંદુઓ પોતાના અમુક ઉચ્ચ ગુણો તથા સંસ્કૃતિ નીતિમય એકંદરે રાખી ને ટકાવી શકયા છે.

# સિંહાસનની વાર્તા

લેખક: શ્રી મયૂર

ભોજરાજાની ધારાનગરી ને એ નગરીમાં એક વિપ્ર અને એક સોનારો વસે. એ બે વચ્ચે પાકી ભાઇબંધી અને બેય એક બીજાથી જુદા ન પડે.

ધંધોધાપો કાંઈ ચાલતો નથી ને બેય મિત્રો ભેળા બેસી વિચાર કરવા બેઠા છે કે ભોજરાજાની નગરીમાં કોઇ ભૂખ્યું નહિ, કોઇ દુઃખ્યું નહિ ને આપણાજ ઘરમાં આખા નગરનું દારિદ્રય ભેગું થયું છે. આ નગરીમાં રહે આપણો કાંઈ શુક્રવાર નહિ વળે. હાલોને મિત્રો આપણે દેશપરદેશ રળવા જઇએ. નસીબ પાધરું હશે કયાંક મારગ સુઝી રહેશે ને નહિતર પગની પનોતી ઉતરશે.

મનસુબો કરીને બેય મિત્રો ધારાનગરીથી ચાલી નીકળ્યા છે. ચાલતા ચાલતાં એક મોટા ગહેરમા આવ્યા છે. ભગવાનને 'કરવુ' છે ને નસીગમા સરજાણુ છે તે બેયનાં ભાગ્ય ઉઘડયાં છે. સોનીને એના ધધામાં સંપત સાંપડી છે. બ્રાહ્મણુ રાજદરબારે રાજકુમારને ભણાવવા બેઠો છે ને એનું તો રાજદરબારે માન વધ્યું છે. બેય મિત્રો વિચાર કરે છે કે ભગવાનની યે કેવી અજબ ગતિ છે! નહોતું ત્યારે હાથમાં રામપાતરે નહોતું ને ગામમાં



શ્રી મયૂર

કોઇ ગણતું નહિ. ને આજે આવી મળ્યું છે ત્યારે ખળાનાં ઢળાં થઇ ગયાં છે ને ઉપડ્યાં ઉપડતાં નથી. કહે છે કે ભૂમિનો મહિમા ખોટો છે તે આનુંજ નામ હશે ને !

વરસે બે વરસે સોનારો તો રળ રળીને ઘેર જાવા સાબદો થયો છે ને બ્રાહ્મણને રાજા કહે કે 'તમે જાશો તો દેવ, રાજકુમારના ભણતરનું શું થાશે ? ઘેર ખરચી જોગા સોનૈયા મોકલાવો, સારા સમાચાર કહેવરાવો; રાજકુમારનુ ભણતર પૂરું થયા પછી સુખેથી સિધાવજો.'

બ્રાહ્મણને રાજાએ ચાર રત્ન આપ્યાં છે. સવા સવા લાખનું એક એક રત્ન છે. બ્રાહ્મણે રત્ન સોનારાને હાથ દીધાં છે. 'તારી ભાભીને ખરચી માટે આપજે, ભાઇને કહેજે કે મારી ચિંતા ન કરે.'

સોની તો બ્રાહ્મણનાં રત્ન અને પોતાની રળ લઈ કરીને પંથે પળ્યો છે ને ચાલતો ચાલતો ધારાનગરી આવ્યો છે.

સવા સવા સાખનું એક એક રત્ન છે. સોનીની દાનત બગડી છે. માગણની જેની જાત એવી ગોરાણીને વળી રત્નની પરખ શી ! એને તો ગીધું ને પરસાદ મળ્યા એટલે હાંઉ સ્વર્ગ મળ્યું. રત્ન તો આપણી જેવા રત્નપારખુને ત્યાંજ સમાય. સોનીએ ચાર લંગોટિયા ભેળા કર્યા છે. ચારેને થોડીઝાઝી દક્ષિણા આપીને વિશ્વાસમા લીધા છે. ચારેને પંચ કરીને સોની બ્રાહ્મણને ઘેર ગયો છે. બ્રાહ્મણીના હાથમાં ચાર સોનૈયા આપ્યા છે, બ્રાહ્મણના સારા સમાચાર આપ્યા છે અને પંચને કહ્યુ છેઃ 'બ્રાહ્મણનું સંપેતરું મેં ગોરાણીને આપ્યું. તમે દીઠું ને શેઠિયા !'

તો કે 'નજરોનજર દીઠું.'

ને ગોરાણીને 'જોઇતું કારવતું મંગાવી લેશો. જુદારો રાખશો માં' કહીને સોની પોતાને ઘેર ગયો છે.

સોનૈયા કદિ ભાળ્યા નથી ને આજે હાથમાં સોનૈયા આવતાં ગોરાણી ગાંડીઘેલી થઇ ગઇ છે, એણે તો સોનૈયા વટાવીને રૂપૈયા કર્યા છે. દાણાદુણી ને લૂગડાંલત્તાં ખરીદ્યાં છે ને એની તો જાણે શી વાત !

રાજકુમારનું ભણતર પૂરૂં થયું છે ને બ્રાહ્મણે રાજા પાસે શીખ માગી છે. રાજાજીએ કહ્યું છે : 'સુખેથી પધારો દેવ ! પરિયાના પરિયા ખાય તો ય ન ખુટે એટલું ધન આગળથી મોકલી રાખ્યું છે; બીજું જોઇએ તેટલું ગાંઠે બાંધીને લઇ જાઓ.'

તો કે 'મહારાજની મહેર છે. સાથે જોખમ વેંઢારીને હું તે શીદને સુખનો જીવ દુઃખમાં નાખું ?'

રાજાની વિદાય લઇ કરીને ગોરદેવતા વતનને મારગ ચાલી નીકળ્યા છે અને ક્રમે કરીને ધારાનગરી પહોંચ્યા છે.

ઘેર પહોંચીને બ્રાહ્મણ જુએ તો ઘરના એના એ હાલ છે; ગાડા મોઢે ભૂખ ભરી છે ને છોકરાંના પંડ ઉપર પૂરાં વસ્તર નથી. બ્રાહ્મણ તો બ્રાહ્મણી સાથે વઢવાડ માંડી બેઠો છે :

'અરેરે લોભણી નાર! રાજદરબારે ન હોય એટલી સંપત મોકલી ને તો ય તારી આ દશા રહી? પણ એ તો કહ્યું છે ને કે અકરમીનો પડિયો કાણો. એને તો ખાતાં યે ન આવડે ને ઢોળી નાખતાં યે ન આવડે.'

ને બ્રાહ્મણીએ કહ્યું છેઃ 'મોકલી મોકલીને ચાર મોનૈયા મોકલ્યા ને એ તો જાણે આખો ભવ બેસી રહેશે!'

તો કે 'તું તે શી વાત કરે છે, બ્રાહ્મણી? સવા સવા લાખનું એક રતન, એવાં ચાર રતન સોનારા સાથે મોકલ્યાં હતાં.'

તો કે 'તમે મોકલ્યું હોય એની વાત તમે જાણો ને તમારો મિત્ર સોનારો જાણે. મને તો જે મળ્યું એ મેં વાવર્યું. ને ધન ખૂટી ગયું ત્યારથી અપવાસ કરીએ છીએ.'

બ્રાહ્મણને થયું કે સોનારો સાચો મિત્ર, એને થયું હશે કે સ્ત્રીજાતિના હાથમાં આવડી માયા તે ક્યાં સમાશે? એ તો કાં ખોટા જાણીને ફેંકી દેશે ને કાં પાણીને મૂલે વેચી નાખશે. જરૂર સોનારાએ રતન સાચવીને રાખી મૂક્યાં હશે.

બ્રાહ્મણ સોનારાને ઘેર ગયો છે. ઝાઝા દિવસે બન્ને મિત્ર હળ્યામળ્યા છે. સુખદુઃખની વાતો કરી છે ને પછી બ્રાહ્મણે કહ્યું છેઃ 'સારૂં થયું મિત્ર! તમે રતન સાચવી રાખ્યાં. સ્ત્રીને હાથ પડ્યાં હોત તો એ તો લાખના બાર હજાર કરત ને વળી ફટકીયા જાણીને ફગાવી દેત. હવે મારાં રતન મને આપી દ્યો મિત્ર!'

તો કે 'રતન તો બ્રાહ્મણભાઇ, આવીને તરત જ ગોરાણીને હાથોહાથ દીધાં છે. ધારાનગરી પહોંચીને પહેલું કામ એ કર્યું છે. માથે ઋણ સારૂં નહિ એમાં આ તો બ્રહ્મઋણ.'

બ્રાહ્મણ કહે: 'મશ્કરી શીદને કરે છે! ભાઇ, તારી ભાભીને તેં ચાર સોનૈયા આપ્યા ને રતન તો એને મળ્યાં નથી.'

તો કે 'સ્ત્રી જાતિ સાથે કામ પડયું ને જોયું ને વાતની વાતમાં સ્ત્રી ફરી બેઠી. પણ ભગવાને મને સમત સુજાડી ને મેં તો એ વાતના સાક્ષી રાખ્યા છે.'

બ્રાહ્મણ સો સો વાતે વીનવે છે. પણ સોનીની તો સો વાતની એક વાત. બ્રાહ્મણ લાંઘવા બેઠો છે. પણ મરશે તો બ્રાહ્મણ મરશે. એમાં સોનીને સ્નાન સુતક કાંઇ નહિ. થાકીને બ્રાહ્મણ રાજદરબારે રાવે ગયો છે.

ભોજરાજાએ બ્રાહ્મણની ફરિયાદ સાંભળી છે. સોનારાની વાત સાંભળી છે. પંચનું પ્રમાણ પૂછ્યું છે ને પછી જુગતેથી ન્યાય તોળ્યો છે. આ બ્રાહ્મણ જુઠો છે ને સારા માણસને ગળે પડે છે. એવા જુઠા કાજે મારા રાજ્યમાં સ્થાન નહિ. એને નગરમાંથી તગડી મેલો.'

મોર બ્રાહ્મણ ને વાંસે લોકોની ટીંગર. ફરતો ચોકીદારોનો પહેરો. સરઘસ ધારાનગરીની બજારેથી નીકળ્યું છે ને શેરીઓમાં ફરતું ફરતું ગામને ગોંદરે પહોંચ્યું છે.

ગોંદરે ગોવાળના બાળ રાજરમત રમે. એક રાજા બની બેઠો છે. બીજા સામંત સરદાર બન્યા છે. રાજા ન્યાય કરે છે ને સામંત સરદારો રાજાનો જયજયકાર બોલાવે છે.

બ્રાહ્મણનું સરઘસ ગોંદરે આવ્યું છે ને ગોપબાળોએ મારગ રોક્યો છે. નગરીના

રાજાએ બ્રાહ્મણનો ન્યાય તોળ્યો ને હવે અમારા રાજાનો ન્યાય સાંભળતા જાઓ.

બ્રાહ્મણે કહ્યું છે: 'ભોજરાજ જેવા ન્યાયના કરનારાએ ન્યાય કર્યો. હું ભણ્યો ગણ્યો પંડિત મૂરખ ઠર્યો ને હવે તમારો રાજા તે શું ન્યાય કરશે?'

તો કે 'ગોંદરે અમારું રાજ ને અહીં અમારો હુકમ ચાલે. સીધેસીધો કચેરીમાં હાજર નહિ થાય તો વાંસામાં ગેડિયા પડશે.'

ગોપબાળોએ બાવડું પકડીને બ્રાહ્મણને ગોપરાજાની સામે ખડો કર્યો છે.

બ્રાહ્મણની ફરિયાદ સાંભળીને ગોપરાજાએ હુકમ કર્યો છે. સોનારાને પકડી લાવો ને એહ્યા પંચને પણ લઈ આવો.'

ગેડિયો ફેરવતા ગોપ બાળો વછૂટયા છે ને સોનારાને અને પંચને લઈ આવ્યા છે.

સોનારાની તો સો વાતની એક વાત. એની વાત ગોપરાજાએ સાંભળી છે ને પંચની વાત પ્રમાણી છે.

ગોપરાજાએ કહ્યું છે: 'તમે બધા દાનસ્તા માણસ ને તમારી વાત તો સાવ સાચી છે. પણ હવે જેવાં નજરે દીઠા'તાં એવાં ચારે ચાર રતન ઘડી લાવો, એટલે વાતનું પ્રમાણ પૂરું થાય.'

ગોપરાજાએ એકએક પંચની વાંસે દસદસ ગોપબાળોને મૂકયા છે. ચારે પંચ સહુસહુને ઘેર ગયા છે. વાત કરવાનું વેળુ રહયું નથી અને સહુને જેવી મત સૂઝી એવા સહુએ ઘાટ ઘડયા છે. ઘાટ ઘડીને ચારે પંચ ગોપરાજાની કચેરીમાં આવ્યા છે.

ગોપરાજાએ ઘડયા ઘાટ દીઠા છે ને એ તો ખડખડાટ હસી પડયો છે. રાજા હસતાં તો આખી કચેરીમાં હાસ્યની રેલ રેલાણી છે.

ગોપરાજા કહે: 'ભલા રૂડા ઘાટ ઘડયા છે. પંચદેવતા તમારી કારીગરીનો કાંઈ આરો-વારો નહિ. સહુએ સરખી આંખે દીઠેલા ને તો ય સહુના ઘાટ જુદા જુદા. તમારી દૃષ્ટિની તો અલૌકિક વાત.'

ને એટલાં વેણ રાજાના મુખમાંથી નીકળતાં તો ગોપબાળોએ ગેડિયા ઉંચા કર્યાં છે ને પંચે ધા નાખી છે: 'અમે તમારી ગા, ગોપરાજા, રત્ન દીઠાં જાણ્યા નથી ને કયાંથી રત્નના ઘાટ પારખીએ ને ઘડીએ? સોનારાએ ગોરાણીને ચાર સોનૈયા દીધા. ચાર દીધા એટલી વાતના અમે સાક્ષી.'

ઉંચા થયેલા ગેડિયા સોનારાના વાંસા પર પડયા છે. સોનારો પોકારી ઉઠયો છે: 'મને માફ કરો ગોપરાજા, બ્રાહ્મણનાં રત્ન હમણાં મંગાવી દઉં. ચારે રત્ન ઘરમાં અકબંધ પડયાં છે.'

એમ ગોપરાજાએ ન્યાય તોળ્યો ને બ્રાહ્મણને એનાં રત્ન મળ્યાં. ગોપરાજાના ન્યાયની વાત ભોજરાજાની કચેરીમાં ચર્ચાણી ને કારભારી કહે: 'આ ગોપબાળની બુદ્ધિ નહિ. એ તો ભૂમિનો જ પ્રતાપ છે. એ ભૂમિમાં કોઈએ કાંઈક દાટયાં મેલ્યાં હશે.'

કચેરી ઊઠીને ગોંદરે આવી છે. ગોંદરે ધરતી ખોદાવી છે. ત્યાં ધરતીના હૈયામાંથી બત્રીસ પૂતળીનું સિંહાસન સાંપડયું છે.

એ સિંહાસન સતવાદી રાજા વિક્રમનું
ઉજેણી નગરી ને વિક્રમ રાજા.

# આપણો 'એ'

લેખક : શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતા

આપણા સાહિત્યમાં કેવળ શાળોપયોગી વ્યાકરણગ્રંથો પ્રસિદ્ધ થાય છે, એ દેખીતું છે; અને તેથી પરીક્ષાના કામે ઉપયોગી થઇ પડતી ઉપરછલ્લી હકીકતથી વધારે ઊંડાણવાળી હકીકત પોતાના ગ્રંથમાં, દાખલ કરતાં વ્યાકરણકાર ખંચાય છે. આના પરિણામમાં વ્યાકરણના અંગની અનેકવિધ ઝીણીઝીણી બાબતોની ચર્ચા જેમાં કરવામાં આવી હોય, એવો વ્યાકરણગ્રંથ આપણને ઉપલબ્ધ થતો નથી. એવી અનેક બાબતો પૈકીની 'એ'ના ઉપયોગોની બાબત આ લેખમાં ઉલ્લેખવાની યોજના મેં કરી છે. ભવિષ્યમાં ભાષાશાસ્ત્ર પ્રત્યેના કેવળ શોખથી સંપૂર્ણ વ્યાકરણગ્રંથ લખવાને જે કોઇ લેખક પ્રેરાય તેને આ બાબતમાં માર્ગદર્શન મળે, એ આ લઘુલેખનો મુખ્ય હેતુ છે; અને રાજકીય વાતાવરણથી ઘડીભર દૂર રહીને સામાન્ય વાચક ભાષાના વિચારો પણ કરતો થાય તો એને પુષ્કળ રસિક માહિતી મળી શકે તેમ છે અને તે પોતાની ભૂલો સુધારી શકે તેમ છે, એ બતાવવાનો આ લઘુલેખનો ગૌણ હેતુ છે.



શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતા

અત્યારે તો આપણે 'એ' શબ્દને દર્શક સર્વનામ તરીકે તેમ જ નીજી અને સાતમી વિભક્તિના પ્રત્યય તરીકે તથા અવ્યય તરીકે ઓળખીએ છીએ. પરંતુ જરા ઊંડા ઊતરતાં એ એકાક્ષરી શબ્દના ઉપયોગો પરત્વે કેવી ઉપયોગી માહિતી આપણને મળી શકે છે, એ હવે આપણે જોઇએ.

(૧) આપણે સંખ્યાવાચક શબ્દને 'એ' લગાડીએ છીએ ત્યારે સમગ્ર સમૂહને આવરી લેવાનો ભાવ વ્યક્ત કરતાં હોઇએ છીએ. તે પૈકીનો 'એક' શબ્દ સમૂહવાચક **નથી** હોતો એટલે એનો સમાવેશ આ કલમમાં થતો નથી. 'બે' શબ્દ સમૂહવાચક છે; પણ તે 'અ'કારાંત નથી તેથી આપણે તેને 'એ' આ ભાવાર્થે લગાડી શકતાં નથી; અને તેના બદલામાં આપણે '**બંને**' કે '**બેઉ**' શબ્દ વાપરીએ છીએ. એ પૈકીના 'બંને'માં તો 'એ'કાર દેખા દે જ છે, એ જોવા જેવું છે 'છ' શબ્દ સમૂહવાચક છે તેમ 'અ'કારાંત પણ છે છતાં પણ આપણે આ ભાવાર્થે તેને 'એ' લગાડતાં તેમાંના 'અ'નો લોપ કરતાં નથી પણ 'એ'ને છૂટો રાખી 'છએ' શબ્દ સિદ્ધ કરીએ છીએ, કેમ કે આપણે તેમ ન કરીએ તો 'છે' ક્રિયાપદની ને એની સાઠમારી થાય. વળી 'એંસી' થી 'સો' સુધીના તેમ જ 'એકસો એંસી' થી 'બસો' સુધીના વગેરે સંખ્યાવાચક શબ્દોને 'એ' આપણે લગાડીએ છીએ ત્યારે તેમાંના અંત્યસ્વરનો લોપ કરતાં નથી, એ પણ ધ્યાનમા રાખવા જેવું છે.

(૨) આપણે સંખ્યાવાચક 'એક' શબ્દને 'એ' લગાડીએ છીએ ત્યારે 'એ'નો અર્થ '**પણ**' સિદ્ધ થાય છે. આ અર્થ બતાવનાર અવ્યય '**ય**' છે તેમ '**યે**' પણ છે. એ પૈકીનો 'યે' અવ્યય 'એક' શબ્દને લગાડી આપણા પૂર્વજોએ '**એકયે**' શબ્દ સિદ્ધ કર્યો હશે, અને તેમાંથી '**એકે**' (અને કેટલાક ચાંપલા લેખકોના લખાણમાંનો '**એકકે**') શબ્દ વ્યુત્પન્ન થયો હોવો જોઇએ, એવું અનુમાન સહેલાઇથી થઇ શકે તેમ છે. આપણે '**એકેય**' જેવી, બેવડા પ્રયત્નની ભૂલ કરીએ છીએ તે 'એ'કારવાળા શબ્દને 'પણ'ના અર્થવાળો 'ય' લગાડતાં સિદ્ધ થતા શબ્દ (દા. ત. '**તેણેય**') સાથેના સામ્યમાંથી ઉદ્ભવે છે, એ લક્ષમાં લેવા જેવું છે.

(૩) સમયસૂચનનો ભાવ દર્શાવવા માટે આપણે 'એ' વાપરીએ છીએ; દા. ત. '**પાંચે**' = 'પાંચ વાગ્યે' = 'પાંચ વાગે ત્યારે'.

(૪) આપણે કર્તાનો અર્થ દર્શાવવા ત્રીજી વિભક્તિના પ્રત્યય તરીકે 'એ'નો ઉપયોગ કરીએ છીએ ત્યારે શબ્દસિદ્ધિના અંગે વિવિધ ફેરફાર કરીએ છીએ. આપણે કર્તાવાચક 'અ'-કારાંત શબ્દમાંના 'અ'નો લોપ કરીને તેને 'એ' લગાડીએ છીએ અને 'ઓ'કારાંત શબ્દ સિવાયના બાકીના શબ્દોને 'એ' સીધેસીધો લગાડીએ છીએ (જેમ કે, '**મરદે**,' '**બાળાએ**', '**સુમતિએ**', '**ગાર્ગીએ**', '**બાળુએ**', '**નવવધૂએ**', '**ફૂલાંદેએ**' વગેરે); પણ મૂળ શબ્દમાં 'ઓ' સિદ્ધ હોય છે તો આપણે તેના સ્થાને 'આ' મૂકીને પછી તેને 'એ' લગાડીએ છીએ (જેમ કે, '**ઘોડાએ**') અથવા તેનો લોપ કરીને તેને 'એ' લગાડીએ છીએ (જેમ કે, '**ઘોડે**') અને એ રીતે સાતમી વિભક્તિના અર્થવાળી રચના સાથે તેનો ગોટાળો કરવાની ભૂલ કરીએ છીએ અને શબ્દને બહુવચનવાચક 'ઓ' પ્રત્યય લગાડેલો હોય છે તો તેને એમ ને એમ રહેવા દઈ તેને 'એ' લગાડીએ છીએ (જેમ કે, '**લોકોએ**').

(૫) આપણે કરણનો (= સાધનનો) અર્થ દર્શાવવા ત્રીજી વિભક્તિના પ્રત્યય તરીકે 'એ'નો ઉપયોગ કરીએ છીએ ત્યારે પણ ઉપરની ચોથી કલમમાં જણાવેલી રીતે 'એ'નો

ઉપયોગ કરીએ છીએ (જેમ કે, 'બળદે', 'રાંપીએ', 'ચપ્પુએ', 'કાંટાએ', 'કાંઠાઓએ' વગેરે). "પારકે પૈસે પરમાનંદ", એ કહેવતમાં આવો જ ભાવ રહેલો છે.

(૬) આપણે હેતુનો કે કારણનો અર્થ બતાવવા ત્રીજી વિભક્તિના પ્રત્યય તરીકે 'એ'-નો ઉપયોગ કરીએ છીએ ત્યારે પણ ઉપર્યુક્ત ચોથી કલમમાં જણાવેલી રીતે 'એ' વાપરીએ છીએ. એમાં 'ને લીધે', 'ને માટે', 'ના કારણે' વગેરે ભાવાર્થ હોય છે. દા. ત. 'તે ભારે વાંકો વળી ગયો છે', 'આ બાઇ કાણે જાય છે'; 'જટા વધાર્યે કાંઇ જગદીશ મળે ?' વગેરે.

(૭) આપણે અધિકરણનો અર્થ બતાવવા સાતમી વિભક્તિના પ્રત્યય તરીકે 'એ' વાપરીએ છીએ ત્યારે 'અંદર' કે 'ઉપર' શબ્દના ભાવાર્થના જેવો ભાવાર્થ આપણા લક્ષમાં હોય છે. દા. ત. 'કપાળેકપાળે જુદી મતિ હોય છે'; 'કૂકડો ઘરના છાપરે ઊડી બેઠો'; 'આ બાઈના કપાળે ચાંદલો નથી' વગેરે.

(૮) છઠ્ઠી વિભક્તિના પાંચ પ્રત્યયો—'નો,' 'ની,' 'નું,' 'ના' અને 'નાં'—ઉપરાંત છઠ્ઠી વધારાનો 'ને' પ્રત્યય સ્વીકારવાની હિમાયત કરનારા વ્યાકરણકારોને 'એ'—એ આબાદ સરળતા કરી આપી છે. 'રાજાને માથે', 'નદીને કાંઠે' વગેરે આવા પ્રયોગો છે.

(૯) ગતિદર્શક ક્રિયાપદ જેમાં વપરાયું હોય, એવા વાક્યમાં જેના તરફ ગતિ થતી જણાવી હોય તેની બીજી વિભક્તિ ગણાય છે. બીજી વિભક્તિનો પ્રત્યય હોતો નથી અથવા હોય છે તો 'ને' ગણાય છે. પરંતુ બીજી વિભક્તિનો વધારાનો 'એ' પ્રત્યય પણ આ અર્થે દાખલ કરવા જેવો છે; જેમ કે, 'તે દ્વારકે ગયો છે'; 'વડોદરે થઇને તેમ આણંદ થઇને પણ ગોધરે જવાય છે'; 'તે કશે ગયો છે' વગેરે.

(૧૦) સંસ્કૃત ભાષામાંની 'સતિ સપ્તમી'ની વિશિષ્ટ રચનાને મળતી આવતી રચના કરવામાં 'એ' આપણને કામ લાગે છે; જેમ કે, 'એ ગયે વર્ષે તવંગર થયો'; 'તેને પહેલે તડાકે મોટી રકમ મળી'; 'તાતે ઘાએ બધું થાય' વગેરે.

(૧૧) 'ને લગાડીને,' એ અર્થે આપણે કર્મને 'એ' લગાડીએ છીએ તેને બીજી વિભક્તિના પ્રત્યય તરીકે ગણવો કે કેમ, એ વિચારવા જેવું છે, જેમ કે, 'કૃષ્ણે કાને કુંડળ પહેર્યાં હતાં'; 'આ છોકરીએ નાકે નથની પહેરી છે' વગેરે.

(૧૨) કર્માર્થે બીજી વિભક્તિનો અર્થ દર્શાવવા આપણે 'એ' વાપરીએ છીએ, એ જોવા જેવું છે; જેમ કે, 'વખાણી ખીચડી દાંતે વળગી'; 'નમાજ પઢતાં મસીદ કોટે વળગી !'; 'પાકી કોઠીએ કાનો ન ચડે'; 'એણે ભેડે તરવાર બાંધી લીધી'; 'આ તો લાકડે માકડું વળગાડયું છે' વગેરે.

(૧૩) ત્રીજી વિભક્તિના કરણના (= સાધનના) અર્થની આછી ઝાંખી કરાવતી ઢબે આપણે 'સાથે મૂકીને', 'સાથે વાપરીને', 'સાથે લખીને' વગેરે વિશિષ્ટ અર્થે

ગણિતશાસ્ત્રના અંગે 'એ' વાપરીએ છીએ; જેમ કે, 'બે બગડે બાવીસ'; 'એકડે મીંડે દશ'; 'પાંચડે નવડે ઓગણસાઠ' વગેરે.

(૧૪) પતિ પોતાની પત્નીને ઉદ્દેશીને ને પત્ની પોતાના પતિને ઉદ્દેશીને 'એ' સર્વનામ વાપરે છે, એ તો જાણીતું છે.

(૧૫) અનેક સ્થળે પતિ પત્નીને સંબોધતાં કે પત્ની પતિને સંબોધતાં 'એ' સર્વનામ વાપરે છે, એ પણ જાણીતું છે.

(૧૬) આપણી ભાષામાં 'જે...તે' નું જોડકું છે તેના સ્થાને કેટલાક લોકો 'જે...એ'-નું જોડકું વાપરી 'એ' સર્વનામનો ઉપયોગ કરે છે; જેમ કે, 'જેને આવવું હોય એ આવે' વગેરે.

(૧૭) કોઈ પણ વિધાન કરી એના અંતમાં અલ્પવિરામનું ચિહ્ન (,) કે અર્ધવિરામનું ચિહ્ન (:) મૂકીને દર્શક સર્વનામ તરીકે 'એ' વપરાય છે; જેમ કે, 'જૂઠું બોલવું, એ પાપ છે'; 'આંખ, કાન, નાક, જીભ અને ચામડી: એ પાંચ ઇંદ્રિયો છે' વગેરે.

(૧૮) 'હોવા છતાં' નો ભાવાર્થ દર્શાવવા આપણે ક્રિયાપદના વર્તમાનકાળના રૂપને 'એ' લગાડીએ છીએ; જેમ કે, 'એ તો ખાતેપીતે દેવાળિયો છે'; 'એને તો કરતેકારવતે ઠોક પડે છે'; 'છતે કાને બહેરો થાય, એવાને તે શું કહેવાય?' વગેરે.

(૧ ) ક્રિયાપદના વર્તમાનકાળના રૂપને 'એ' લગાડી તેને વિશેષણ તરીકે સિદ્ધ કરી તેનો વ્યત્યય વિવિધ અર્થે આપણે કરીએ છીએ, એ પણ વિચારવા જેવું છે; જેમ કે, 'એ જતે દહાડે ઊંચો થયો'; 'લૂટારો મારતે ઘોડે પલાયન કરી ગયો'; 'વરસતે વરસાદે બહાર કેમ નીકળાય?' વગેરે.

(૨૦) વિશિષ્ટ વ્યતીત કાળનું સૂચન કરવા ક્રિયાપદના ભૂતકાળના રૂપને 'એ' લગાડીને આપણે ખાસ પ્રયોગ કરીએ છીએ; જેમ કે, 'તેને આવ્યે ત્રણ દહાડા થયા'; 'ખોરાક ખાધે મને ત્રણ અઠવાડિયાં થયાં'; 'તે કહે, "ના, હું તો ગાઇશ"' વગેરે.

(૨૧) ચોક્કસ ને બરાબર કાળ સૂચવવા પણ આપણે 'એ' વાપરીએ છીએ; જેમ કે, 'પ્રમુખ છને ટકોરે આવી પહોંચ્યા'; 'ગાડી તો દશે જ ઊપડી ગઈ' વગેરે

(૨૨) એ ને એ શબ્દ સાથોસાથ બે વાર વાપરતાં વચ્ચે 'એ' મૂકીને આપણે 'દરેક' શબ્દનો કે 'પૂરેપૂરું' શબ્દનો ભાવાર્થ રજૂ કરીએ છીએ; જેમ કે, 'આ ચોપડીમાંની એકેએક વાર્તા ભાષાંતરરૂપે છે'; 'એને ડગલેડગલે મુશ્કેલીઓ નડે છે'; 'એનું વિધાન સોએસો ટકા ખોટું છે'; 'એ હાડેહાડ જડો છે' વગેરે.

(૨૩) 'મારફત' નો ભાવાર્થ દર્શાવવા એ ને એ શબ્દના જોડકા વચ્ચે આપણે 'એ' મૂકીએ છીએ અને છેવટે પણ 'એ' વાપરીએ છીએ; જેમ કે, 'એ વાત કાનેકાને આખા ગામમાં ફેલાઈ'; 'પગથિયેપગથિયે આખો પર્વત ચડી જવાય' વગેરે.

(૨૪) અનુસરણનો અથવા 'પાસે થઇને'નો ભાવાર્થ દર્શાવવા પણ ઉપર્યુક્ત ત્રેવીસમી કલમમાં જણાવેલી રીતે આપણે 'એ' વાપરીએ છીએ; જેમ કે, 'આપણે સાધુ પુરુષોના **પગલેપગલે** ચાલવું જોઇએ'; 'તમારી ગાડી કોરેકોરે હાંકયે રાખજો' વગેરે.

(૨૫) સાધનનાં પુંનરાવર્તનથી ખીજ વગેરે વિશિષ્ટ ભાવ દર્શાવવા પણ ઉપર્યુક્ત ત્રેવીસમી કલમમાં જણાવેલી રીતે આપણે 'એ' વાપરીએ છીએ; જેમ કે, 'એણે ચોરને **લાકડીએલાકડીએ** માર્યો'; 'સિપાઇએ ગુનેગારને **સોટીએસોટીએ** ફટકાર્યો' વગેરે.

(૨૬) 'અને' અથવા 'ઉપર' શબ્દ વડે પુષ્કળપણાનો ભાવ દર્શાવવા પણ આપણે ઉપર્યુક્ત બાવીસમી કલમમાં જણાવેલી રીતે 'એ' વાપરીએ છીએ; જેમ કે, 'મેળો જોવા લોકોનાં **ટાળેટાળાં** ઊતરી પડયાં'; 'બારીના કાચના કકડેકકડા થઇ ગયા' વગેરે.

(૨૭) અનેક સાધિત શબ્દોને સ્વતંત્ર અવ્યયો તરીકે સિદ્ધ કરવામાં 'એ' ખૂબ મહત્ત્વનો ભાવ ભજવે છે, એ એની ખૂબી છે; જેમ કે, '**પાસે**,' '**પ્રમાણે**,' '**સાથે**,' '**છેવટે**,' '**બદલે**,' '**વખતે**,' '**કાજે**,' '**જોડે**,' '**પડે**' વગેરે.

(૨૮) 'ના સમયે', એ અર્થ દર્શાવવા આપણે નામને 'એ' લગાડીએ છીએ; જેમ કે, 'અહીં **રાતે** ભજનો થશે'; 'ઉનાળામાં **બપોરે** લૂ વાય છે' વગેરે.

(૨૯) ઉપલી અઠ્ઠાવીસમી કલમમાં ઉલ્લેખેલા અર્થથી જુદા પડતા કાળવાચક અર્થે આપણે 'એ' વાપરીએ છીએ, એ પણ વિચારવા જેવું છે; જેમ કે, '**આજે**,' '**કાલે**,' '**પરમ દિવસે**' વગેરે.

(૩૦) 'પણ'નો અર્થ દર્શાવતા 'યે'ના સ્થાને આપણે 'એ' પણ વાપરીએ છીએ; જેમ કે, '**મેંએ** જમી લીધું છે'; '**તમેએ** તમારો લેખ લખી મોકલજો'; 'મેં તો કંઇકે લખ્યું છે' વગેરે.

(૩૧) 'તરફ'નો અર્થ દર્શાવવા આપણે 'એ' વાપરીએ છીએ; જેમ કે, 'નેવાં પાણી **મોભે** ન ચડે'; 'રાતે કૂકું **દીવે** દોડે' વગેરે.

(૩૨) 'વાતમાં ને વાતમાં' કે 'વાત કરતાંકરતાં', એ અર્થે આપણે 'એ'નો ઉપયોગ આ કહેવતમાં કરીએ છીએ :– 'વાતે પાપડ, વાતે વડી, વાતે વહુ ગધેડે ચડી.'

(૩૩) આપણી વર્ણમાળામાં સ્વર તરીકે 'એ'ને સ્થાન મળેલું છે, એ આપણે જરૂર ન ભૂલી શકીએ.

(૩૪) 'પછી', 'કેડે', 'બાદ', 'વીત્યે' વગેરેનો અર્થ દર્શાવવા આપણે 'એ'નો ઉપયોગ કરીએ છીએ; જેમ કે, 'આપણે પાંત્રીસ **વરસે** ફરીથી મળ્યા'; 'થોડી **વારે** એને ભાન આવ્યું' વગેરે.

(૩૫) 'જ' અવ્યયનો અર્થ 'એ' વડે પણ આપણે દર્શાવીએ છીએ; જેમ કે, 'તે બધું ખાવાનું **એકે** ફેરે સફાચટ કરી ગયો'; 'શ્રોતાઓએ તેના ભાષણને **એકે** અવાજે વધાવી લીધું' વગેરે.

(૩૬) 'વખતોવખત'નો અર્થ દર્શાવવા આપણે અમુક શબ્દોમાં 'એ' વાપરીએ

છીએ; જેમ કે, ' આ સાંકળાની ખીલી વારેવારે ઢીલી પડી જાય છે '; ' મેં તો તમને વારેઘડીએ રોકયા હતા ' વગેરે.

(૩૭) ' નંગ ', ' માપ ', ' વજન ' વગેરે પરત્વે ' દર ' નો કે ' ભાવ ' નો ભાવાર્થ દર્શાવવા માટે તેમ જ ' દીઠ ' નો અર્થ બનાવવા માટે ' એ ' આપણને ખૂબ ઉપયોગી થઇ પડે છે; જેમ કે, ' દોઢ રૂપિયે ચાર '; ' એક આને શેર '; ' વીસ રૂપિયે હજાર '; ' દર એકરે બે રૂપિયા ' વગેરે.

(૩૮) ' માફક,' ' પેઠે ' વગેરેના અર્થે આપણે ' એ ' વાપરીએ છીએ; જેમ કે, ' તે કાગને ડોળે એની રાહ જુએ છે '; ' પેલી નોટો કોઇકે ચીલઝડપે ગુમ કરી ' વગેરે.

(૩૯) ' રાખીને,' ' કરીને ' વગેરે વિશિષ્ટ અર્થ દર્શાવવામાં પણ ' એ ' આપણને કામ લાગે છે; જેમ કે, ' એ કૂતરો ઊભી પૂંછડીએ નાઠો '; " કૂકડો ઊંચી ડોકે ' કૂકડેકૂક ' કરે છે ", ' તેજી ઘોડો ટટાર કાને ચાલે છે ' વગેરે.

(૪૦) ' આગળ,' ' પાસે,' ' સુધી ' વગેરે વિશિષ્ટ અર્થ દર્શાવવા પણ આપણે ' એ ' નો ઉપયોગ કરીએ છીએ; જેમ કે, ' બારણે ભિખારી ઊભો છે '; ' તે તંબૂએ પહોંચી ઘોડા ઉપરથી ઊતરી પડયો ' વગેરે.

આપણો ' એ ' કેટલા વિવિધ ઉપયોગો આપણને પૂરા પાડે છે, એ અહીં પૂર્ણાંશે જણાવવાનો દાવો હું કરતો નથી. એમાં હજી પણ અનેક સુધારાવધારા કરવા માટે માર્ગ રહે છે. પરંતુ આ દિશામાં પ્રયત્નશીલ થવાની પ્રેરણા વાચકવર્ગને આપવાનો લઘુ પ્રયત્ન મેં અહીં કર્યો છે; અને તે એ નજરે કંઇક અંશે પણ સફળ નીવડશે તો હું અવશ્ય ખુશ થઇશ.

# મીરાનું વિષપાન

લેખક : શ્રી ભાનુશંકર બા. વ્યાસ એમ. એ. એલએલ. બી.

[ પૂજાના કામમાં બેઠેલી મીરાં ધૂપ, દીપ વગેરે સામગ્રી તૈયાર કરતી હોય છે. વચ્ચે વચ્ચે ભજનોની એકાદ લીટી ગણગણે છે : બડે ઘર તાળી લાગી રે મ્હારા મનની ઉણારથ ભાગી રે. ii પિયાજી મ્હારે નેણાં આગે રહજ્યો જી. iii હમને સુણી છે અધમ ઉધારણ, અધમ ઉધારણ સબ જગ તારણ... હમને... ... ]

રાણાજીની આજ્ઞાઓ, માતાજીની આજ્ઞાઓ, વૈધવ્ય, રાજવંશ, કુટુંબજીવન–આ બધા ગ્રાહો આજે મીરાને ઘેરીને પડયા છે. હજી યે તે બધાથી મુક્ત નથી થવાતું. પણ એ બધાનું બળ મીરાંને સંસારસાગરમાં નહીં ઘસડી શકે. એમને દુઃખ થતું હશે ? હશે, પણ હું શું કરૂં ?

[ ભજન પૂરૂં થતાં મીરાં ધ્યાનમગ્ન સ્થિતિમાં બેસે છે. એટલામાં તેનો દિયર રાણો એક અનુચરને સાથે લઇને આવે છે. અનુચરના હાથમાં ઝેરનો પ્યાલો છે. ]

પુરોહિત : જો, આ પ્યાલો આપવામાં જરા પણ ગફલતી થાય નહિ. તમે લોકોએ જ ભગતાણાં કરાવીને આ દુઃખ વધાર્યું છે.

અનુચર : અમે શું કરીએ, મહારાજ ? મીરાંબાઇ પાસે જતાં અમારાથી જુઠું બોલાતું નથી. ગમે તેટલું નક્કી કરીને ગયા હોઇએ તો પણ અન્તે સાચુંજ બોલાઇ જાય છે.

પુરોહિત : એ બધાં તમારાં બહાનાં છે. પણ આ વખતે તો હું જોઉં છું કેમ બચે છે એ ? અને રાજમહેલમાં આવેલા એક સાધુએ આપેલી પ્રસાદી છે એમજ કહેવાનું છે હો.

અનુચર : મહારાજ, આપની આજ્ઞા પાળવા બધો જ પ્રયત્ન કરીશ. રાજમાતાજીએ પણ એમ જ કહેવાનું કહ્યું છે કે ભગવાનની મૂર્તિને નહવડાવીને સાધુએ આપેલું આ ચરણામૃત છે. અને મારાથી એમ જલદી બોલાય તે માટે તો એ કેટલી યે વાર મનમાં ગોખી ગયો છું.

પુરોહિત : જો ત્યારે. મીરાં ધ્યાનમાંથી જાગ્રત થાય કે તરત આપજે. હું થોડીવારમાં જ પાછો આવું છું. એવું વિષ છે કે હું પાછો આવું ત્યાં સુધીમાં તો એ ભગતડી મરી જ ગઇ હશે. અને જો તેમ ન બન્યું તો તને જ સજા થશે.

( જાય છે. મીરાં ભજનની પંક્તિઓ ગમે તેમ ગણુગણુતી ઊભી થાય છે. )

અનુચર : શી વિષમ પરિસ્થિતિ ! રાજપુરોહિતને રાજ્ય ધર્મની પડી છે, રાજમાતાને રાજ્યની કીર્તિની પડી છે. બંને ભુંડા છે. અને બંનેથી વધારે ભુંડો હું છું. રાજસેવક ! રાજસેવક–હું જ એ વિષ પી જાઉં તો...ના, ના, પણ આ ઠીક પ્રસંગ છે. મીરાંમાની કસોટીનો આ યોગ્ય અવસર છે. જોઇએ તો ખરા, એથી શું થાય છે. [ અનુચર જાણે ડરતો હોય તેમ ધીમે ધીમે સમીપ જાય છે. ]

અનુચર : બાઇ સાહેબ, બાઇ સાહેબ.

મીરાં : કેમ ભાઇ ! વળી માતાજીએ કાંઇ આજ્ઞાઓ મોકલાવી છે કે શું ? એ ય શા માટે હજી મીરાં જીવતી છે એમ માનતાં હશે ?

અનુચર : ( ગભરાતો હોય તેમ ) બાઇ સાહેબ... ... માતાજી...

મીરાં : શું છે ભાઇ ? અને આ તારા હાથમાં શું લાવ્યો છે ?

અનુચર : ( જાણે ગોખેલું બોલતો હોય તેમ ) રાજમહેલમાં એક સાધુ આવ્યા હતા. તેમણે ભાગવાનની પૂજા કરેલી તેનું આ ચરણામૃત છે. માતાજીએ મોકલાવ્યું છે.

મીરાં : રાજ્યમહેલમાંથી ચરણામૃત ? ધન્યભાગ્ય મીરાંનાં, ભાઇ કે 'રાજ્યમહેલમા પણ મારા વ્હાલાના ચરણો પધાર્યાં'. અને માતાજીના હૃદયમાં પણ ભગવાન જાગ્યા કે શું ? હશે. મ્હારો વ્હાલો કયાં નથી વસતો ? લાવ ભાઈ લાવ, એ ચરણામૃત તો મ્હને અમૃત કરતાં પણ વધારે વ્હાલું લાગશે. લાવો પી લઇએ. આજ મીરાં ધન્ય બની, નાથ તમારી કૃપા થાય ત્યાં કોણ દુર્જન ને કોણ સજ્જન ! ત્હમે જે દાસીને ત્હમારી કરીને સ્થાપો એને જગત કયાં સુધી અવગણે ? અને ત્હમારાં ચરણો રાજમહેલમાં પ્રવેશ કરે પછી એ રાજ્યમહેલ પણ પવિત્ર મંદિર જ બની જાય ને ? અને તેમાં વસનારા પણ સંતજન કેમ ન બને ?

અનુચર : ( ગૂંગળાતો હોય તેમ ) બા...ઇ...બાઇ...માતાજી.

મીરાં : શું છે ભાઇ ? કેમ આમ ભય પામેલા જેવો દેખાય છે ? લે તું પણ આમાંથી થોડું ચરણામૃત પી એટલે જીવને પરમ શાન્તિ મળશે. પરમાત્માના ચરણામૃતમા પરમાત્માનો જ વાસ છે. લે. ( અનુચરને આપવા જાય છે. અનુચર હાથ ધરતો નથી. અને મૂગો ઊભો રહે છે ) કેમ, તને પણ રાજ્યસત્તાનો કેફ ચડે છે ? લે ભલા માણસ પ્રભુની પ્રસાદીની અવગણના ન કરીએ.

અનુચર : ( લગભગ રડમસ થઇને ) માતા... માતા... આ ચરણામૃત નથી. પણ ચરણામૃતને નામે મોકલાયેલું હળાહળ ઝેર છે. મેં પાપીએ એ આપને આપ્યું. તમારું કાસળ કાઢવાનું આ કાવતરું છે, માતાજી; આ પાપી પેટ મારા પાસે પાપ કરાવે છે.

મીરાં : ઝેર ! રાજમહેલમાંથી ?

અનુચર : હા, માતાજી તમારી ભક્તિ જોઇને, તમે તે જલદી પી જાઓ માટે ચરણામૃતનું નામ આપ્યું. તમે એ ન પીશો. મારૂં ગમે તે થાય. અરે ભગવાન!

મીરાં : ભાઇ તું શું કરે ? અને સંસારને માટે મીરાં ઝેર પીવાને લાયક જ બની છે.

પણ આ તો ચરણામૃત. જેને એકવાર ભગવાનનું ચરણામૃત માન્યુ તેને ઝેર કેમ ગણાય? ઝેર ગણી એને કેમ ફેંકી દેવાય? અને ચરણામૃત–ચરણનુ અમૃત તે તે વળી ઝેર હોય કદી? નાથ, આપના ચરણના અમૃતનો ત્યાગ હું કેમ કરૂં? (આટલુ બોલી પ્યાલો મોઢે માંડવા તૈયાર થાય છે)

અનુચર માતા માતાજી... આપ... (આડો હાથ દેવા જાય છે. એટલામા પુરોહિત પ્રવેશ કરે છે અને મીરાને ઝેર પી જતી જુએ છે.)

મીરા (અનુચરને) લે ભાઇ, આ પ્યાલો, રાણાજીને કહેજે કે મીરા ચરણામૃત પી ગઇ છે.

અનુચર (ગભરાતા) બાઈસાહેબ, હવે શુ થશે? એમા તો હળાહળ ઝેર હતું

મીરા હળાહળ ઝેર પ્રભુના ચરણના નામ માત્રથી અમૃત બની જાય છે, ભાઇ. અને એ ઝેરથી મીરાનો દેહ પડી જાય તો પણ શુ ખોટુ? પણ મે તો જાણે સાક્ષાત અમૃત જ પીધુ હોય એવો સ્વાદ એ ચરણામૃતમા હતો.

અનુચર શુ મીરાબાઇ ઝેર પી ગયા? અને હજી તો જીવે છે. મારી પોતાની જ આંખે મે આ શુ જોયુ? આ તે સત્ય છે કે કાઇ જાદુ વિદ્યા? ચાલ જઇને માતાજીને ખબર આપુ.

મીરા (અનુચરને) જા ભાઇ મીરાનો તો રામ જેવો રખવાળ છે. [અનુચર જાય છે]

રાણો (પ્રવેશ) મીરા, મીરા, ગભરાશો નહી. સાચુ જ કહ્યુ તમે; મને એ રામે જ મારી મતિ સુઝાડી

મીરા શું છે રાણાજી? શુ કહો છો તમે?

રાણો મીરા! તમે પીધો તે પ્રભુપ્રસાદનો પ્યાલો. ઝળહળ ઝેરનો પ્યાલો તો આ રહ્યો. રાજમાતાની આજ્ઞાને અનુસરી એ પાપકર્મ કરવાને તૈયાર થએલા આ રાજ્યધર્મના સ્તંભરૂપ, કુળની કીર્તિનું અભિમાન રાખનાર આ રાજપુરોહિત.

મીરા રાજપુરોહિત!

રાણો એમની પોતાની પ્રેરણાનુ આ પરિણામ છે પોતાના મમતને વળગી રહેવાના એમના પ્રયત્નને આભારી છે મે રાજમાતાને ખૂબ ખાત્રી કરી દીધી છે રાજપુરોહિતના આ કારસ્તાનનો મને વ્હેમ હતો, અને એ સાચો પડયો છે

મીરા પણ રાણાજી! મે તો વિષનો પ્યાલો પી લીધો છે

રાણો એ વિષ ન્હોતુ, એ તો ગિરધરલાલનુ ચરણામૃત હતુ વિષનો પ્યાલો તો આ રહ્યો મારી સાવચેતીથી એની અદલાબદલી કરવામા હુ સફળ નીવડયો છુ

મીરા ઓ પ્રભુ!

રાણો અને રાજરાણી ગિરધર ગોપાળની ભક્તિઘેલી મીરાના દેખતા આ જ વિષનો પ્યાલો પુરોહિતને પીવાની મારી આજ્ઞા છે રાજપુરોહિત! વિલંબ ન કરો જેને તમે ચરણામૃત ગણી પ્રભુ પ્રસાદી બનાવી મીરાને પીવડાવવા માગતા હતા, તે હવે આપ જાતે જ પીને પાવન થાઓ

મીરા મહારાજ! આ તો અનર્થ થાય છે. હોય એમને એવી મતિ સુઝી–પાપો નાવો એ વિષ તો હુ જ પીશ

રાણો : મીરાં ! તમારા આચરણની વચ્ચે બન્યું છે ત્યાં સુધી તો હું નથી આવ્યો. પણ આજે મારી આજ્ઞાનું અક્ષરસ : પાલન થશે જ.

મીરાં : મહારાજ ! બ્રહ્મહત્યા જેવું મહા પાપ ! હશે. આ દુષ્ટ ક્રોધને આપના હૃદયમાંથી દૂર કરો.

રાણો : મીરાં, એક રાજવી તરીકેનો મારો ધર્મ પણ એ પુરોહિતને સજા કરવાની મને ફરજ પાડે છે. રાજપુરોહિત ! આમ આવો, અને મીરાં જેવી સાધ્વીનો જીવ લેવાનું કાવતરૂં કરવાની સજા ભોગવો. તમારે હાથે જ ભરેલો આ વિષનો પ્યાલો તમે જ પીઓ.

પુરોહિત : મહારાજ...ક્ષમા......

રાણો : ક્ષમા ? ક્ષમા માગવાનો તો તમને અધિકાર જ નથી રહયો, પોતાનો જીવ આટલો વહાલો લાગે છે તો બીજાના જીવને હણવા શાને તૈયાર થયા'તા ?

મીરાં : મહારાજ, જવાદો, જવાદો,

રાણો : પુરોહિત ! જલદી કરો, નહિંતર બળાત્કારે પણ એ વિષ તમારા કંઠમાં રેડાવીશ.

( પુરોહિત—ઓ......ઓ......કરી પી જાય છે )

રાણો : હાશ, હવે નિર્ભય છો તમે મીરાં. આવાં પાપીજનો વહેલાં મરે તેમાં જગતને જ લાભ છે.

મીરાં : મહારાજ ! આપ આ શું બોલો છો ? અત્યારે ક્રોધે આપનું ગ્રહણ કર્યું છે. અને એક વાર ચરણામૃત રૂપે નક્કી કરેલું વિષ કદી પણ વિષ રહી શકે નહિં. મહારાજ, ભગવાનની ઇચ્છાથી વિષ પણ અમૃત થઇ જાય એ આપ નથી જાણતા ? અને એમની ભક્તિને નામે થતી આ હિંસા મારો નાથ કેમ સહી શકે. મહારાજ ! પુરોહિત જીવશે, જગતનો રાખણહાર એને જીવાડશે.

( પુરોહિત આળસ મરડી ઊઠે છે. )

પુરોહિત : ( બેબાકળો હોય તેમ ) માતા મીરાંબાઇ, રાણાજી—મારાં બધાં પાપની આજે મને ક્ષમા આપો. ભગવાનને નહિં ઓળખનાર આ પુરોહિતને આજે સાચો બ્રાહ્મણ આપે બનાવ્યો. આપને ચરણે જ હવે તો મને રાખો.

રાણો : ધન્ય, ધન્ય મીરાંબાઈ ! ક્રોધના આવેશમાં મને સત્ય નહોતું દેખાતું.

મીરાં : રાજપુરોહિત ! આપ તો પૂજ્ય છો અમારા. મીરાં જ જ્યાં ગિરધરલાલને ચરણે ઢળી છે ત્યાં એને ચરણે ઢળવાનું શું હોય ? મીરાં કે પ્રભુને હૃદયમાં રાખો ને એનાં જ ગુણગાન કરો તો જગત જીતવું અઘરૂં નથી.

મૈં ગોવિંદકા ગુણ ગાના
રે મૈં ગોવિંદકા ગુણ ગાના
રાણા ભેજ્યા ઝહરપીયાલા
ઇમિરત કરી પી જાના...રે મૈં

રાજા રૂઠે નગરી રૂઠે
હરિ રૂઠયા કહાં જાના ?
મીરાં તો અબ પ્રેમદીવાની
સાંવરિયા વર પાના...રે મૈં

# માતૃત્વને સજા

લેખક : શ્રી. વલ્લભદાસ અક્કડ

મુંબઈના રવિવારને પણ શાંતિ નથી હોતી. નગર–ઉપનગરનો જનસમાજ હરીફરી સહેલખાઈ અને મળી રહેલી સારાય અઠવાડિયાનો થાક ઉતારી નાખવામાં તે–દિવસે તન્મય હોય છે. વીજળી ગાડી, ટ્રામ ને મોટરબસ માનવમાગરને છલોછલ ભરે છે ને હાલવે છે. રોજ જીવતા લટકતા માનવોને લઈને દોડતી વીજળી ગાડી આજે પણ ગોરબકોરને ખાળી શકતી નહોતી.

નિરંતર નીચલા વર્ગની ભીડની ભીંસમાં ઘુંદાઈ–કચડાઈ, જતો–આવતો કમળ આજે ઉપલા વર્ગની ગાડીમાં વીજળીના પંખા નીચે શાંતિ અનુભવતો હતો. સાત વર્ષની રશ્મિ સારૂ આજે એણે એ શાંતિ મેળવી હતી. બારીની પેલે પાર ક્ષિતિજ પર નજર નાખી રહેલી રશ્મિના કુમળા વાળ એણે સમાર્યા કે રશ્મિ બોલી: " કાકા, વરસાદ આવે છે. નહિ ? "

" હા બેટા, કેવો સરસ છે ! " કમળના ઉત્તરથી પ્રોત્સાહિત થતી રશ્મિએ હાથ બારી બહાર ધર્યો ને પાછો ખેંચી બતાવતાં કહ્યું: " કાકા, જુઓને, કેવી ઝીણી ઝીણી છાંટી આવે છે ! "

" હા બેટા, એ ઝરમર ઝરમર કહેવાય. "

" ઝીણી ઝરમર, કેમ કાકા ? "

કમળને કવિતા સાંભરી:

" ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મારી સુંદલડી. "

એને થયું. હું રશ્મિને કવિતા સંભળાવું, પણ રશ્મિના અંગ પરનું પશ્ચિમી ફેશનનું ફરાક એની મુરાદને અસ્વસ્થ કરી રહ્યું: આજે તો સુંદડી પહેરવા જેવી કન્યાઓ પણ ફરાક લટકાવે છે !

બીજી જ પળે પંદરેક વર્ષ પરની સ્મૃતિઓ એના દિલને કોરી રહી. ત્યારે રશ્મિની મા ઉષા ટહેનતી ટહેલતી આ ગીત ગાતી હતી ને કમળને કહેતી હતીઃ

" ચુંદડી પહેરીશ ત્યારે હું તમને ગમીશ ને ?"

તે પછી કમળ કોલેજમાં ગયો, ભણ્યો, પરણ્યો ને નોકરીએ લાગ્યો. સાત વર્ષની રશ્મિ સમક્ષ કમળનું આ જીવન ગુજર્યું તે તો હજુ આજની વાત હતી, :પણ જે કાળે ઉષા એક આર્યકન્યા રૂપે કમળ આગળ ખીલી નીકળી હતી એ ગઈગુજરીનાં ચિત્રો તો કેવળ કમળે જ નીરખ્યા હતાં. કયાં એ નિર્દોષ, શરમાળ, હાવકી ને કહ્યાગરી ઉષા ને કયાં આજની ઉદ્દંડ, ઉધમાતી, ઉડાઉ ને રાઈ જેવી બાળતી પ્રકૃતિની ઉષા !

કમળ તુલનામાં વ્યસ્ત હતો ત્યાં રશ્મિએ પૂછ્યુંઃ " કાકા, આપણે કયાં જઈએ છીએ ?"

" આપણે કાંઈ કાંઈ જોવા જઈએ છીએ. પહાડની ઉંડી ઉંડી ગુફા, દરિયાનું પાણી, પત્થરની મોટી મોટી મૂર્તિ! તને ગમશે ને ? ' કમળે સંમતિ માગી.

" કાકા, મને તો બહુ ગમે પણ ઉષાબહેનને એ બધું ન ગમે ? ઉષાબહેન તો આવી જ નહિ !" કેટલીક વાર નિર્દોષ બાળકની મમતા ને જિજ્ઞાસા જાણ્યે–અજાણ્યે સંસારના વહેવારને ખારા કરી મૂકે છે.

રશ્મિના પ્રશ્ને કમળના દિલ પર એક ચોટ મારી પણ હૃદય કઠણ કરી એ પ્રશ્ન એ ગળી ગયો.

## (૨)

ગાડી ઉભી, બાપ–દીકરી ઉતર્યાં ને મોટરમાં બેસી અરબીસમુદ્રને કાંઠે આવી બોટમાં બેસાં. ગ્રીષ્મ ઊતરતી હતી ને વર્ષા બેસતી હતી. વાદળના પટમાં અરુણોદય થતો હતો ને સોનેરી–રૂપેરી રશ્મિરાશિ વાદળના દિદારને દેદિપ્યમાન કરતો કરતો તેના પ્રવાહી આકારને શણગારતો હતો.

આ જોવામાં રશ્મિને મોજ આવતી. નીચે સાગરવારિમાં, ઘડી ઘડી રૂપરંગ બદલાતા આભ–અભ્રનાં પ્રતિબિંબ પડતાં. એ જોઈ કમળને જીવનના તત્વજ્ઞાનની ચાવી હાથ આવતી લાગતી. જીવન સુખ–દુઃખના દ્વંદ્વ જેવું હોવાનું એણે સાંભળ્યું હતું. સફળ હો કે નિષ્ફળ, સુખી હો કે દુઃખી, જીવન એક રસપ્રદ અનુભવ છે, એવું બર્નાર્ડ શૉનું કથન એણે વાંચ્યું હતું. એણે પેટ ભરીને પતિપત્નીનાં ઘર્ષણ જોરવ્યાં હતાં. ઘર્ષણ વિનાના જીવનમાં પ્રેમ, પુરુષાર્થ ને ફનાગીરી જેવાં ખીલી ઊઠે છે તેવાં બીજે નથી ખીલતાં એ સત્ય એને સ્વીકાર્ય હતું.

એને લાગતું : આ બહુરૂપી, બહુ રંગધારી વાદળનાં પ્રતિબિંબ જેટલાં ક્ષણિક તેટલું જ જીવન પણ ક્ષણિક છે; પણ એ ક્ષણિક ઘર્ષણમાં ઘસાઈ જતી બાળકની જિંદગીનું શું ? હજુ હમણાં જ રશ્મિએ, ઉષાને સાથે લેવાનો પ્રશ્ન નહોતો પૂછ્યો ?

હોડી જેમ જેમ જળતરંગ કાપતી જતી હતી તેમ તેમ કમળના દિલનાં વમળ ગૂંચવાતાં જતાં હતાં. ઉષાને આજે એણે જે માટે આજીજી કરી હતી, જે જોવા ને માણવા એણે રશ્મિને સાથે લીધી હતી, એ બધાની ગહન સમસ્યામાંથી દસ—દસ વર્ષનાં વિષમ વિષ નીકળી કમળને અકળાવી રહ્યાં.

(૩)

મુંબઈના સાગરમાં આળોટેલા ટાપુને કાંઠે આવી આગબોટ અટકી ત્યારે કમળની વિચારસૃષ્ટિ બદલાઈ. લોકોનાં ટોળેટોળાં આજે સહેલગાહે નીકળ્યાં હતાં. જ્યાં ત્યાં ખાણી-પીણી ને વરણાગીની ઉજાણી થવાની હતી. યુવકોના કિલ્લોલ, સ્વચ્છંદી કન્યાઓનાં કામણ ને સંસ્કારીઓના સંવાદી–વિસંવાદી સૂર વચ્ચે કમળ ને રશ્મિ કાંઈક અગમ્ય એકલતા અનુભવતાં હતાં કોઈક કોઈક રશ્મિને પૂછી પણ નાખતું : " તારી બા નથી આવી ? " ને રશ્મિ કોઈકને કહેતી કે : ' ઉષા બહેનને તો નિશાળની બહેનપણીઓ સાથે જ જવાનું ગમે છે ", તો કોઈકને વળી શરમાંદી પડેલી મૂક મુખાકૃતિથી જ જવાબ આપી દેતી. રશ્મિના દિલનું દુ:ખ કમળનું દુઃખ દ્વિગુણિત કરતું.

એલિફંટાની ગુફાની શિલ્પાકૃતિઓ જોઈ રશ્મિ રાજી–રાજી થઈ ગઈ. શંકર, પાર્વતી, વિષ્ણુ, નટરાજ, બધાની સરળ ભાષામાં યથાવત્ કથા કરવામાં કમળ ઉષા તરફની ઉપેક્ષા વીસરી ગયો. નાસ્તો કર્યા પછી બાપ–દીકરીએ અમૃત જેવું ઠંડું પાણી પીધું ને કંદોરા આકારે ગુફાને વીંટળાયલી શિલાપદસરણીને એક ખૂણે શેતરંજી પાથરી સૂઈ ગયાં.

વર્ષારંભની બપોર પણ શીતળ ને સોહામણી હોય છે. મંદમંદ વાયુલહરીએ રશ્મિની નાની આંખનાં પોપચાં બીડ્યાં, પણ કમળને તે વિચારમાં ઘસડી ગઈ. પાસે સૂતેલી નિર્મળ, નિર્દોષ, બટકબોલી રશ્મિ જ્યારે ઉષાની ઉદાસીનતાથી હીજરાતી ત્યારે પિતાનાં ગોદ ને વિનોદ તેને માતાથી યે મીઠાં લાગતાં.

માના મંત્રવત્, પરલક્ષી ને બહિર્મુખી જીવનમાં કમળને જ નહિ, રશ્મિને સુદ્ધાં સ્થાન નહોતું.

" ઉષાબહેનને આ બધું જોવાનું ન ગમે ? " રશ્મિનો પ્રશ્ન કમળના મનચક્ષુ સમક્ષ, જાહેરખબરની વીજળીના લાલ અક્ષર જેમ, ઊભો રહેતો ને વિષાદની પરંપરા જગવતો.

ક્રમશઃ ઉષાનું જીવન ભટકેલ થયું. ઉષાને સ્વચ્છંદના વ્યસનમાં સંડોવતા સંજોગોનું બળ વધતું ચાલ્યું. કોલેજની પશ્ચિમી સંસ્કૃતિના પાશમાં પાંગરતી યુવતીઓની સોબતમાં ઉષા જ્યારે કૃત્રિમ ફેશન, ઉડાઉપણું ને સ્વૈરવિહારથી જગબત્રીસીએ ચઢી ત્યાં સુધી કમળને લાગતું કે આ બધું પરપોટા જીવન ઓસરી જશે ને કાળાંતરે, ઉષા એક સુશીલ, સંસ્કારી ને સારી ગૃહિણી થશે.

## (૪)

પણ આશા–અભિલાષા ને વિષમ અનુભવ વચ્ચે ઉત્તર–દક્ષિણ જેટલું અંતર રહે છે. પરિણીત જીવનના દસ વર્ષમાં કમળની લાખ વાત ઉષાએ ટાળી હશે.

દાંપત્ય જીવનનાં ત્રણ વર્ષ દરમ્યાન ઉપરનું પ્રત્યક્ષ ને પરોક્ષ દમનરાજ કમળે બરદાસ્ત કરી લીધું. ઉંમર વધતાં ને જવાબદારી માથે પડતાં એ સુધરશે એવી શ્રધ્ધાથી એ નીભાવ્યા કરતો. પરંતુ રશ્મિના જન્મ પછી પણ જ્યારે બાળકને નોકચાકરને આશ્રયે સોંપી ઉષા ભટક્યા કરતી, સિનેમા, જલસા ને વિલાસમાં બાલજીવનનો હ્રાસ કરતી, ત્યારે કમળ તેને પ્રસંગોપાત સમજાવતો. આદર્શ, તર્ક, કર્તવ્યપાલન, બધી યે કળા અજમાવવામાં એણે ન રાખી સહૃદયતાની મણા કે ન જોઈ પરિશ્રમની પરિસીમા.

પણ ઉષાને હારીમહારી, હાથમાં પર્સ લઈ ' સોસાયટી '–જીવનના અમર્યાદ કીચડમાં કીટ જીવન ગુજારવું હતું; એ ખાતર શાળામાં શિક્ષિકાપદ સ્વીકારી વખતની બરબાદી કરવી હતી, અને માતૃત્વના ધર્મપાલન અર્થે સમય નથી એવો નાટક ભજવવો હતો. કમળ જ્યારે એને કહેતો કે " તારા ગૌરાંગને પાવડરના લપેડાની જરૂર નથી " ત્યારે ઉત્તરમાં એ ઘૂરકી ઉઠતી; સવારમાં ને સવારમાં અખબાર ન વાંચતાં, રશ્મિને ભજન ગવડાવવાનું સૂચવતો ત્યારે ઉષા કમળને જુનવાણી, બબૂચક ને બુધ્ધુ લેખતી; અને ઉષાના ' લીપસ્ટીક ' વાળા લાલ લાલ અધરને જોઇ જ્યારે કમલના દિલમાં લાય લાગતી ત્યારે એનાથી બોલી દેવાતું : " લાલ રંગનો જ શોખ હોય તો પાન ખાઓને, કે લોહી પણ સુધરે " આ વચનને જ્યારે એકવાર ઉષાએ પડકાર્યું કે, " પાન ખાનાર શોખીન જોઇતી'તી તો મને શું કામ પરણ્યા ? " ત્યારે પણ ઉચ્છૃંખલતાની એ પરાકાષ્ટાને કમળ ગળી ગયો.

## (૫)

પણ ઘર્ષણના સાતત્યમાં રશ્મિનું ભાવિ જીવન જે રીતે ભીંસાતું હતું તેનો અજંપો કમળને જલકમલવત્ ન રાખી શક્યો. એનાં દિલ ને દિમાગ આદર્શ ને સંસ્કારથી ભરાયાં હતાં. એલિફન્ટાની ગુફા જોવા આવવાનું કમળે જ્યારે ગઈ રાતે સૂચવ્યું ત્યારે ઉષાએ ગરજી ગરજીને એનું અપમાન કર્યું હતું : 'હું તો એક વાર જોઇ આવી છું. એમાં મારે શું જોવાનું છે ? તમે ને રશ્મિ જાઓ. મેં તો મારાં ફ્રેન્ડઝ સાથે ' તાજ ' માં ડેન્સ જોવાનું ગોઠવ્યું છે."

ક્રમશઃ ઉષાનું જીવન ભટકેલ થયું. ઉષાને સ્વચ્છંદના વ્યસનમાં સંડોવતા સંજોગોનું બળ વધતું આવ્યું. કૉલેજની પશ્ચિમી સંસ્કૃતિના પાશમાં પાંગરતી યુવતીઓની સોબતમાં ઉષા જ્યારે કૃત્રિમ ફૅશન, ઉડાઉપણું ને સ્વૈરવિહારથી જગબત્રીસીએ ચઢી ત્યાં સુધી કમળને લાગતું કે આ બધું પરપોટા જીવન ઓસરી જશે ને કાળાંતરે, ઉષા એક સુશીલ, સંસ્કારી ને સારી ગૃહિણી થશે.

## (૪)

પણ આશા–અભિલાષા ને વિષમ અનુભવ વચ્ચે ઉત્તર–દક્ષિણ જેટલું અંતર રહે છે. પરિણીત જીવનના દસ વર્ષમાં કમળની લાખ વાત ઉષાએ ટાળી હશે.

દાંપત્ય જીવનનાં ત્રણ વર્ષ દરમ્યાન ઉપરનું પ્રત્યક્ષ ને પરોક્ષ દમનરાજ કમળે બરદાસ્ત કરી લીધું. ઉમર વધતાં ને જવાબદારી માથે પડતાં એ સુધરશે એવી શ્રધ્ધાથી એ નીભાવ્યા કરતો. પરંતુ રશ્મિના જન્મ પછી પણ જ્યારે બાળકને નોકરચાકરને આશ્રયે સોંપી ઉષા ભટકયા કરતી, સિનેમા, જલસા ને વિલાસમાં બાલજીવનનો હ્રાસ કરતી, ત્યારે કમળ તેને પ્રસંગોપાત સમજાવતો. આદર્શ, તર્ક, કર્તવ્યપાલન, બધી યે કળા અજમાવવામાં એણે ન રાખી સહૃદયતાની મણા કે ન જોઈ પરિશ્રમની પરિસીમા.

હોડી જેમ જેમ જળવમળ કાપતી જતી હતી તેમ તેમ કમળના દિલનાં વમળ ગૂંચવાતાં જતાં હતાં. ઉષાને આજે એણે જે માટે આજીજી કરી હતી, જે જોવા ને માણવા એણે રશ્મિને સાથે લીધી હતી, એ બધાની ગહન સમસ્યામાંથી દસ—દસ વર્ષનાં વિષમ વિષ નીકળી કમળને અકળાવી રહ્યાં.

## (૩)

મુબઇના સાગરમાં આળોટેલા ટાપુને કાંઠે આવી આગબોટ અટકી ત્યારે કમળની વિચારસૃષ્ટિ બદલાઇ. લોકોનાં ટોળેટોળાં આજે સહેલગાહે નીકળ્યાં હતાં. જ્યાં ત્યાં ખાણી-પીણી ને વરણાગીની ઉજાણી થવાની હતી. ભુલકાંના કિલ્લોલ, સ્વચ્છંદી કન્યાઓનાં કામણ ને સંસ્કારીઓના સંવાદી–વિસંવાદી સૂર વચ્ચે કમળ ને રશ્મિ કાંઇક અગમ્ય એકલતા અનુભવતાં હતાં કોઇક કોઇક રશ્મિને પૂછી પણ નાખતું : " તારી બા નથી આવી ? " ને રશ્મિ કોઇકને કહેતી કે : ' ઉષા બહેનને તો નિશાળની બહેનપણીઓ સાથે જ જવાનું ગમે છે ", તો કોઇકને વળી શરમીંદી પડેલી મૂક મુખાકૃતિથી જ જવાબ આપી દેતી. રશ્મિના દિલનું દુઃખ કમળનું દુઃખ દ્વિગુણિત કરતું.

એલિફંટાની ગુફાની શિલ્પાકૃતિઓ જોઇ રશ્મિ રાજી–રાજી થઇ ગઇ. શંકર, પાર્વતી, વિષ્ણુ, નટરાજ, બધાની સરળ ભાષામાં યથાવત્ કથા કરવામાં કમળ ઉષા તરફની ઉપેક્ષા વીસરી ગયો. નાસ્તો કર્યા પછી બાપ–દીકરીએ અમૃત જેવું ઠંડું પાણી પીધું ને કંદોરા આકારે ગુફાને વીંટળાયલી શિલાપદસરણીને એક ખૂણે શેતરંજી પાથરી સૂઇ ગયાં.

વર્ષારંભની બપોર પણ શીતળ ને સોહામણી હોય છે. મંદમંદ વાયુલહરીએ રશ્મિની નાની આંખનાં પોપચાં બીડ્યાં, પણ કમળને તે વિચારમાં ઘસડી ગઇ. પાસે સૂતેલી નિર્મળ, નિર્દોષ, બટકબોલી રશ્મિ જ્યારે ઉષાની ઉદાસીનતાથી હીજરાતી ત્યારે પિતાનાં ગોદ ને વિનોદ તેને માતાથા યે મીઠાં લાગતાં.

માના મંત્રવત્, પરલક્ષી ને બહિર્મુખી જીવનમાં કમળને જ નહિ, રશ્મિને સુદ્ધાં સ્થાન નહોતું.

" ઉષાબહેનને આ બધું જોવાનું ન ગમે ? " રશ્મિનો પ્રશ્ન કમળના મનચક્ષુ સમક્ષ, જાહેરખબરની વીજળીના લાલ અક્ષર જેમ, ઊભો રહેતો ને વિષાદની પરંપરા જગવતો.

આગલી જ રાતે એણે ઉષાને કેટલી સમજાવી હતી ! એ ચિત્તોદ્વેગ અત્યારે રશ્મિના ભાવિ જીવનપથને આંબતો કમળને મૂંઝવી રહ્યો. સાત–સાત વર્ષથી હતાશ થયા વિના એ ઉષાનો હૃદયપલટો કરવા મથતો હતો. કાલ્પનિક ચિત્રપટનાં દશ્યો સમાં જીવનનાં વાસ્તવિક ચિત્રોની નિરાશ ઝાંખીથી કમળનું હૈયું ભરાઇ આવ્યું.

બાર વર્ષની ઉષા જ્યારે જુવાન વયે થયેલી વિધવા માતાને પનારે પડી ત્યારે જુદી હતી. તે પછી માતાની જુવાનીના જુવાળે મર્યાદા તોડી માતાને ત્યાં અવરજવર વધારી ત્યારથી

ક્રમશઃ ઉષાનું જીવન ભટકેલ થયું. ઉષાને સ્વચ્છંદના વ્યસનમાં સંડોવતા સંજોગોનું બળ વધતું ચાલ્યું. કૉલેજની પશ્ચિમી સંસ્કૃતિના પાશમાં પાંગરતી યુવતીઓની સોબતમાં ઉષા જ્યારે કૃત્રિમ ફેશન, ઉડાઉપણું ને સ્વૈરવિહારથી જગબત્રીસીએ ચઢી ત્યાં સુધી કમળને લાગતું કે આ બધું પરપોટા જીવન ઓસરી જશે ને કાળાંતરે, ઉષા એક સુશીલ, સંસ્કારી ને સારી ગૃહિણી થશે.

## (૪)

પણ આશા–અભિલાષા ને વિષમ અનુભવ વચ્ચે ઉત્તર–દક્ષિણ જેટલું અંતર રહે છે. પરિણીત જીવનના દસ વર્ષમાં કમળની લાખ વાત ઉષાએ ટાળી હશે.

દાંપત્ય જીવનનાં ત્રણ વર્ષ દરમ્યાન ઉપરનું પ્રત્યક્ષ ને પરોક્ષ દમનરાજ કમળે બરદાસ્ત કરી લીધું. ઉંમર વધતાં ને જવાબદારી માથે પડતાં એ સુધરશે એવી શ્રધ્ધાથી એ નીભાવ્યા કરતો. પરંતુ રશ્મિના જન્મ પછી પણ જ્યારે બાળકને નોકરચાકરને આશ્રયે સોંપી ઉષા ભટકયા કરતી, સિનેમા, જલસા ને વિલાસમાં બાલજીવનનો હ્રાસ કરતી, ત્યારે કમળ તેને પ્રસંગોપાત સમજાવતો. આદર્શ, તર્ક, કર્તવ્યપાલન, બધી યે કળા અજમાવવામાં એણે ન રાખી સહૃદયતાની મણા કે ન જોઈ પરિશ્રમની પરિસીમા.

પણ ઉષાને હારીમહારી, હાથમાં પર્સ લઈ ' સોસાયટી '–જીવનના અમર્યાદ કીચડમાં કીટ જીવન ગુજારવું હતું; એ ખાતર શાળામાં શિક્ષિકાપદ સ્વીકારી વખતની બરબાદી કરવી હતી, અને માતૃત્વના ધર્મપાલન અર્થે સમય નથી એવો નાટક ભજવવો હતો. કમળ જ્યારે એને કહેતો કે " તારા ગૌરાંગને પાવડરના લપેડાની જરૂર નથી " ત્યારે ઉત્તરમાં એ ધૂરકી ઉઠતી; સવારમાં ને સવારમાં અખબાર ન વાંચતાં, રશ્મિને ભજન ગવડાવવાનું સૂચવતો ત્યારે ઉષા કમળને જુનવાણી, બબૂચક ને બુધ્ધુ લેખતી; અને ઉષાના ' લીપસ્ટીક ' વાળા લાલ લાલ અધરને જોઇ જ્યારે કમલના દિલમાં લાહ્ય લાગતી ત્યારે એનાથી બોલી દેવાતું : " લાલ રંગનો જ શોખ હોય તો પાન ખાઓને, કે લોહી પણ સુધરે " આ વચનને જ્યારે એકવાર ઉષાએ પડકાર્યું કે, " પાન ખાનાર શોખીન જોઇતી'તી તો મને શું કામ પરણ્યા ? " ત્યારે પણ ઉચ્છૃંખલતાની એ પરાકાષ્ટાને કમળ ગળી ગયો.

## (૫)

પણ ધર્ષણના સાતત્યમાં રશ્મિનું ભાવિ જીવન જે રીતે ભીસાતું હતુ તેનો અજંપો કમળને જલકમલવત્ ન રાખી શકયો. એનાં દિલ ને દિમાગ આદર્શ ને સંસ્કારથી ભરાયાં હતાં. એલિફન્ટાની ગુફા જોવા આવવાનું કમળે જ્યારે ગઈ રાતે સૂચવ્યું ત્યારે ઉષાએ ગરજી ગરજીને એનું અપમાન કર્યું હતું : 'હું તો એક વાર જોઈ આવી છું. એમાં મારે શું જોવાનું છે ? તમે ને રશ્મિ જજો. મેં તો મારાં ફ્રેન્ડઝ સાથે ' તાજ ' માં ડેન્સ જોવાનું ગોઠવ્યું છે."

આ છેલ્લો કડવો ઘૂંટડો કમળથી ગળાતો નહોતો. એ ભૂલતો હતો ત્યાં તો રશ્મિ એને એ અનાયાસ સંભારી આપતી હતી ને માતાપિતાના રાહ ન્યારા છે એનો અસ્પષ્ટ ઇશારો કરતી હતી. એ ઇશારાના ગર્ભમાં " મને બાળકને શું ? " એવો પ્રશ્નાર્થ હતો.

પડખામાં સૂતેલી રશ્મિના મુખ પર કમળની નજર પડી. કાલે એ મોટી થશે તો એ પણ શું ઉષા જેવી થઈ કોઇ પુરૂષના જીવનમાં ઝેર રેડશે ? સમાજના એક જીવને એ પણું હણી નાખશે ? આ કલ્પના એક કારમી ધ્રુજારી કરી કરી ગઇ ને એ પોશ પોશ આંસુએ રડી પડયો.

આજુબાજુ આરામ કરતા પરિવારો પોતાની વાત જાણી જશે એ ભયથી એ સાવધાન થવા પ્રયત્ન કરતો હતો, પણ દશ દશ વર્ષના દુઃખનો ઉભરો ઘોડાપૂરે ઉછળી ઉછળી એને પરેશાન કરતો હતો. રશ્મિ જાગશે તો પોતે શો જવાબ આપશે ? એ જેમતેમ સ્વસ્થ થયો. રશ્મિને સૂતી મૂકી કુંડ પાસે ગયો ને મોં ધોઇ પાણી પી પાછો ફર્યો. ડગલે ડગલે એણે સાહસ ને શાણપણનો સંચાર કર્યો ને કોઇ સંકલ્પ પર આવી જવા ઉકેલ શોધવા લાગ્યો.

પાંગરતી સંધ્યાએ કમળને ખ્યાલ કરાવ્યો કે ઉષાના જીવને પોતાના જીવનમાં ભર મધ્યાહ્નને સંધ્યા ઉગાડી હતી ! બીજી પળે થયું : રશ્મિના જીવનની ઉષા તો હજી તાઝગી ભરી ઉષ્માભરી કોડીલી ને નિર્મળ હતી. એનું જીવનમધ્યાહ્ન સંસ્કારી ને સોહામણું નીવડે એવો કમળને ઉમળકો હતો. એ ઉમળકાએ કમળના સરળ દિલમાં પ્રેરણાની એક ચિનગારી પ્રકટાવી ને કમળ રાચી રહ્યો.

## (૬)

એલિફન્ટાની ગુફા જોઇ કમળ ને રશ્મિ રાત્રે ઘેર પાછાં ફર્યાં ત્યારે ઉષા ઘેર આવી નહોતી. થાકયા-પાકયા શરીરે એણે ખીચડી ને શાક બનાવ્યાં ને રશ્મિને જમાડી. રશ્મિ સૂઈ ગઇ ત્યારે કમળે નાનો સરખો બિસ્તરો તૈયાર કર્યો ને ચામડાની બેગમાં પોતાનાં ને રશ્મિનાં ચાર-ચાર કપડાં સીંચ્યાં.

અગિયાર થયા, બાર થયા; ન ઉષા આવી, ન ઉષા વિશે કોઇ સંદેશો આવ્યો. કમળનો સંકલ્પ બળવત્તર થતો ગયો. ઝટ કરતાં એણે એક ચિઠ્ઠી લખી નાખી:

" સૌ. ઉષા,

તારી ઉદાસીનતા સૂચવે છે કે એકની એક છોકરીની પણ તને કાંઇ પડી નથી ! એની તું જે હડહડતી ને અક્ષમ્ય ઉપેક્ષા કરે છે તે ન કરતી હોત તો યે હું મારું દુઃખ ભૂલી ગયો હોત. ખેર !

" તારા કુસંસ્કારના શાપમાંથી રશ્મિને સુરક્ષિત રાખવાનો પિતૃધર્મ હું વીસરી શકતો નથી. રશ્મિ ઉષા જેવી નહીં પણ કમળ જેવી થવી જોઇએ એવા મારા માનવસહજ અભિમાન પર આજે ભલે ને તારા નાકનું ટેરવું ચઢે ! પણ ભવિષ્યમાં કોઇક દિવસે જ્યારે તારું અભિમાન ગળશે ત્યારે તારો પશ્ચાતાપ તને સંતાપ્યા જ કરશે.

આપણા રાહ ન્યારા છે. શા સારૂ રશ્મિ એમાં સિજાયા કરે ? આજે રાત્રે બાર વાગ્યે હું મારા સંકલ્પનો અમલ કરૂં છું ને અમે બંને તારી રજા લઇએ છીએ.

તને સુખ લાગે તેમ રહેજે, હું ને રશ્મિ, પ્રભુ રાખશે તેમ, દુનિયાને કોઇ ખૂણે જ્યાં માતૃત્વ ને પત્નીત્વના ભાવના વિહોણા જીવનનો પડછાયો પણ ન પડતો હશે ત્યાં, શાંતિથી રહીશું.

લગ્નનો કોલ તેં મને ન પાળવા દીધો તેનો, બેશક, મને અફસોસ રહેશે. પણ તેનો બદલો હું રશ્મિને ઉછેરીને વાળીશ.

જીવનની કોઇક ઘડીએ રશ્મિ સાંભરે તો એની એક તસ્વીર આ સાથે મૂકી જાઉં છું તે જોઇને આશ્વાસન મેળવજે. રડતી તો નહિ જ. એટલો અધિકાર પણ તેં ખોઇ નાખ્યો છે.

છેલ્લી વાત. રૂપ ને સંસ્કારની વિકૃતિ એ તારી પ્રકૃતિ થઇ પડી છે. તને એ પ્રકૃતિમાંથી મૂક્તિ મળે ને એને સદ્‌ગુણના પારસમણિનો સ્પર્શ થાય એ સારૂ,ઇશ્વરે તારા માતૃત્વને સજા કરવા મને નિમિત્ત કર્યો છે તે બદલ ક્ષમા ચાહું છું.

લિ૦
કમળ ''

## (૭)

એ રવિવારની મધરાતે એક ભાડુતી મોટરમાં બેસી કમળ ને રશ્મિ જ્યારે ઘરની વિદાય લઇ રહ્યાં હતાં ત્યારે બીજી તરફથી ઉષા, એ સડક પરથી પસાર થઇ ગયેલી મોટરનો પાછલો ભાગ જોતી–જોતી ઘરમાં દાખલ થઇ.

# " સાહિત્ય "

લેખક : શ્રી. પરાગ

વિશ્વ-કવિ શ્રી રવીન્દ્રનાથ ટાગોર સાહિત્યને લગતા વિચારો પ્રકટ કરતાં એક લેખમાં જણાવે છે કેઃ—

શુધ્ધ ભાવથી માત્ર પોતાના આનંદને માટે લખાંતા લેખને સાહિત્ય કહેવામાં નથી આવતું. કેટલાકોનું કથન છે કે જેમ પંખીઓ પોતાના ઉલ્લાસ માટે ગાન કરે છે તેમ લેખકની રચના હોય છે. જાણે પાઠકો તેને ચુપચુપ સાંભળતા ન હોય.

પંખીના ગાનમાં પંખી સમાજ તરફ કશું પણ લક્ષ્ય ન હોય, એમ આપણે ભારપૂર્વક ન કહી શકીએ. ભલે તેમ હો, પણ લેખકની રચનાનો પ્રધાન વિષય-લક્ષ્ય વાચકસમૂહ હોય છે.

આ કારણથી લેખકની રચના કૃત્રિમ થઇ જાય છે, એમ આપણે ન કહી શકીએ. માતાનુ દૂધ કેવળ સન્તાન માટે જ હોય છે. તેથી તે સ્વતઃ સ્ફૂર્ત થતું રહે છે. એમ કહેવામાં કશો વાંધો નથી.

નીરવ કવિત્વ અને આત્મગત ભાવોલ્લાસ સાહિત્યમાં આ બે નિરર્થક વાતો કયાંક, કયાંક પ્રચલિત છે. જે વ્યક્તિ આકાશને જોઇ આકાશની પેઠે નીરવ થઇ જાય, તેને કવિનું નામ આપવું, લાકડાને અગ્નિ કહેવા બરોબર છે. પ્રકાશ જ સાહિત્ય છે. મનની અંદર શું છે અને શું નથી એની આલોચના કરવામાં બહારના મનુષ્યોને કશો હાનિ-લાભ નથી. કહેવામાં આવ્યું છે કે मिष्टान्नमितरेजनाः ભંડારમાં શું જમા છે, તેનું અનુમાન કરી હિસાબની જણુત્રી કરવામાં બહારના લોકોને કશો હાનિ-લાભ નથી એમને તો માત્ર ત્તરત મિષ્ટાન્નનું ભોજન મળવું જોઇએ.

સાહિત્યમાં આત્મગત-ભાવોલ્લાસની પણ તેવીજ વાત છે. રચના, સ્વયં રચયિતાના માટે નથી, એમ માનીનેજ અત્રે વિચાર કરવાનો છે.

આપણા માનસિક ભાવોની એક એવી સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે કે જે અનેકોના હૃદયમાં પોતાને અનુભવ કરાવવા ઇચ્છે છે. આપણે પ્રકૃતિમાં શું જોઇએ છીએ ? પ્રાણીમાત્રમાં વ્યાપ્ત થઇ જવા, ત્યાં સ્થિર થઇ રહેવા નિરંતર પ્રયત્ન થતો રહે છે. જે જીવ, સન્તાનો દ્વારા પોતાને જેટલો બહુગુણિત કરી જેટલું વધુ સ્થાન મેળવી શકે છે, તેના જીવનનો અધિકાર પણ તેટલોજ વધુ બની જાય છે.

મનુષ્યના માનસિક ભાવોમાં પણ તેના જેવી જ ચેષ્ટા ગતિમાન હોય છે. ભેદ માત્ર એટલોજ કે, પ્રાણીનો અધિકાર દેશ અને કાળ પર હોય છે, જ્યારે માનસિક ભાવોનો અધિકાર મન અને કાળ પર હોય છે. માનસિક ભાવોની ચેષ્ટા, લાંબા સમય સુધી અનેક હૃદયને પોતાને વશ કરી રાખે છે.

કેવળ આજ આકાંક્ષાની પૂરવણીમાં કેટલાયે સંકેતોમાં, કેટલી ભાષાઓમાં, કેટલીયે લીપિઓમાં, કેટલાયે પત્થરોના કોતરકામમાં, કેટલાયે ધાતુઓના ઢાળામાં, કેટલાયે ચામડાઓની બાંધણીમાં કેટલીયે વૃક્ષોની છાલોમાં, પાંદડાઓમાં, કાગળોમાં, કેટલીએ તૂલિકાઓથી, કેટલીયે છેણીઓથી, કલમોથી કેટલું બધું ચિત્રણ અને અને પ્રયત્ન, પ્રાચીન કાળમાં થયેલો છે ? જમણી બાજુથી ડાબી બાજુ અને ડાબી બાજુથી જમણી બાજુ, ઉપરથી નીચે, એક પંક્તિથી બીજી-પંક્તિમાં શું લેખન નથી થયું ? મેં જે કૈં વિચાર કર્યો છે, મને જે કૈં અનુભવ થયેલ છે, તે ચિરંજીવ જ રહેશે. તે, એક મનથી બીજા મનમાં, એક કાલથી કાલાન્તરમાં ચિત્રિત થતો અનુભૂત થતો પ્રવાહિત થતો જ રહેશે. આપણું ઘર, આપણો સામાન પ્રભૃતિ, આપણું શરીર, મન, આપણી સુખદુઃખની સામગ્રી બધું વિનિષ્ટ થઇ જશે. એક માત્ર આપણે જે વિચાર કરેલ છે, જે કંઇ અનુભવ કરેલ છે, તે અનંતકાલ પર્યન્ત મનુષ્યની ભાવના તથા મનુષ્યની બુદ્ધિનો આશ્રય લઇ સજીવ સંસારમાં જીવિત રહેવાનો.

મધ્ય એશિયાના 'ગોબી' મરૂભૂમિની રેતીનાં સ્તૂપોમાથી જ્યારે વિલુપ્ત માનવ-સમાજની વિસ્મૃત પ્રાચીનકાળની કોઇ એક ફાટેલી જુની ચોપડી મળી આવે છે, ત્યારે તે અજ્ઞાત ભાષાના અપરિચિત અક્ષરો વચ્ચે કઇ એક વેદના પ્રકટી ઉઠે છે ? કયા સમયની ? કયા સજીવ ચિત્તની ચેષ્ટા આજે આપણા હૃદયમાં પ્રવેશ કરવા તડપી રહી છે ? જેણે લખ્યું હતું તે નથી. જે શહેરમાં લખાયું હતું તે યે નથી. પણ મનુષ્યના ભાવ માત્ર, મનુષ્યના સુખ-દુઃખમાં ઉછરેલ હોઈ એક યુગથી બીજા યુગમાં આની સ્વતઃ પરિચય આપવાની અશક્તિને લઇ પોતાની બંને ભુજાઓ પહોળી કરી વદન નિહાળી રહે છે.

સંસારના સર્વશ્રેષ્ઠ સમ્રાટ અશોક પોતાની જે વાતોને ચિરંજીવ રાખવા ચાહતા હતા તે સર્વને તેમણે પર્વતોની વિશાળ શિલાઓ પર કોતરાવી દીધી હતી. તેમણે વિચારેલું કે પર્વતો કદિ નહિ મરે-કદિ નહિ હટે. અનંતકાળના પથના છેડે અચળરૂપે ઉભા રહી નવયુગના પથિકોને એક વાત આવૃત્તિ કરી સંભળાવતા રહેશે. સમ્રાટે, પોતાની વાત યુગયુગને કહેતા રહેવાનું કાર્ય ગિરિ-માળાને સોંપ્યું હતું.

પર્વતો, સમ્રાટની ભાષાને સમય–અસમયનું જ્ઞાન રાખ્યા વીના, વહન કરતા આવ્યા છે. કયાં અશોક, કયાં પાટલીપુત્ર, કયાં તે ધર્મ-જાગ્રત ભારતવર્ષનો ગૌરવદિન ! પણ, પર્વતો તે દિવસોની તે વાતોનો વિસ્મૃત અક્ષરોમાં, અપ્રચલિત ભાષામાં આજે પણ બોલી રહ્યા છે. કેટલાય દિવસો તેણે અરણ્યરુદન કર્યું, અશોકની એ મહાવાણીએ કેટલીયે શતાબ્દીઓ પર્યન્ત માનવ-હૃદયને મુંગાની પેઠે બોલાવતી રહી. માર્ગથી રાજપુતો ગયા, પઠાણો ગયા, મોગલ ગયા, *બર્ગીની તલવારો વીજળીની જેમ શીઘ્ર વેગથી દિગદિગન્તમાં પ્રલય-નૃત્ય કરતી જતી રહી; કોઇએ તે પર લક્ષ્ય ન આપ્યું. સમુદ્રપારના જે ક્ષુદ્ર દ્વીપની અશોકે કલ્પના પણ નહોતી કરી, ત્યાંના એક વિદેશીએ આવી અશોકે પાષણ-ફલકો પર ખોદાવેલ આજ્ઞાઓ જ્યારે જે દ્વીપના અરણ્યચારી 'ડ્રુઇડ' લોકો પોતાના આવેગને ભાષાહીન પ્રસ્તરના સ્તૂપોમાં સ્તમ્ભિત કરતા રહેતા હતા, ઘણાએ વર્ષો પછી કાલાન્તરના એ મૂક ઇંગિત- પાશમાંથી તેની ભાષાનો ઉદ્ધાર આખરે કરી નાખ્યો. આ પ્રકારે રાજ્યચક્રવર્તી અશોકની ઇચ્છા આટલી શતાબ્દીઓ બાદ એક વિદેશીની સહાયતાથી સાર્થક નીવડી. અશોક ગમે તેટલા મોટા સમ્રાટ હોય પ...ણ તેઓ શું ચાહે છે અને શું નથી ચાહતા, તેમને કઇ વસ્તુ સારી લાગે છે અને કઇ નહિ. એ બધું તેમને એક રસ્તે જતા માણસને પણ બતાવવું પડશે. એમના હૃદયનો ભાવ, યુગયુગથી બધા મનુષ્યોના મનનો આશ્રય જોતો માર્ગના એક ખુણે પડેલો છે. અશોકની એ અભિલાષા પ્રતિ કેટલાય પથિકો જુએ છે અને કેટલાકો નહિ.

આ બધાથી કોઇએ એમ ન માની લેવું કે હું અશોકની આજ્ઞાને સાહિત્ય કહું છું. આનાથી તો માત્ર એટલુંજ જાણી શકાય છે કે માનવહૃદયની સૌથી વધુ શી અભિલાષા છે ? આપણે જે મૂર્તિ ઘડીએ, ચિત્ર ચિતરીએ, કાવ્ય રચિયે, પથ્થરના મન્દિર નિર્માણ કરીએ અને આવી દેશ વિદેશમાં જે ચેષ્ટા ચાલી રહી જોવાય છે, તે સર્વ અન્ય કશું નથી માત્ર માનવ-હૃદય, માનવ-હૃદયથી અમરત્વની પ્રાર્થના કરતું હોય છે.

જે ચિરકાલીન વસ્તુ માનવ-હૃદયમાં અમર થવાની ચેષ્ટા કરે છે, સાધારણતાથી તે આપણા ક્ષણકાલીન પ્રયોજન અને ચેષ્ટાથી અનેક રીતે પૃથકતાનું અવલમ્બન કરે છે. આપણે આપણી ધાર્મિક આવશ્યકતાઓ માટેજ ચોખા જવ અને ઘઉં વગેરે અનાજ વાવીએ છીએ, પણ આપણે જો જંગલોની પ્રતિષ્ઠા કરવા ઇચ્છિએ તો આપણને વનસ્પતિઓના અંકુરોનો સંગ્રહ કરવો પડે.

સાહિત્યમાં આજ ચિરસ્થાઇ થવાની ચેષ્ટા જ મનુષ્યની પ્રિય ચેષ્ટા છે. તેથી દેશ-હિતૈષી સમાલોચક એમ કહી ભલે કેટલાયે ઉત્તેજિત કાં ન રહે કે આપણે ત્યાં નક્કર સાહિત્યનો અભાવ થઇ રહ્યો છે. માત્ર નાટક, ઉપન્યાસ અને કાવ્યોથી આખો દેશ છવાતો જાય છે. તો યે લેખકોને તેનું કશું ભાન નથી. કેમકે નક્કર સાહિત્યથી તાત્કાલિક આવશ્યકતા પુરી થઇ જાય છે, પણ અપ્રયોજનીય સાહિત્યમાં સ્થાઇ રહેવાની અધિક સમભાવના છે.

* બર્ગી:—મરાઠાઓની આક્રમણકારી ઘોડાઓની સેના.

જે જ્ઞાનની વાત છે, તેનો પ્રચાર થઇ જતાં ઉદ્દેશ સફલ થઈ સમાપ્ત થઇ જાય છે. મનુષ્યોના જ્ઞાનમાં નવા આવિષ્કારો દ્વારા પ્રાચીન આવિષ્કારો ઢંકાતા ચાલ્યા જાય છે. કાલે જે વસ્તુ પંડિતો માટે અગમ્ય હતી તે આજે નાના બાળકો માટે પણ નવી નથી રહી. કિન્તુ હૃદયના ભાવોની વાત પ્રચારથી જુની નથી થઇ શકતી. જ્ઞાનની વાતને એક વાર જાણી લીધા પછી ફરી જાણવાની ઇચ્છા નથી રહેતી. અગ્નિ ગરમ છે, સૂર્ય ગોળ છે, જલ પ્રવાહી છે, આ બધું એક વાર જાણી લીધા બાદ પૂરૂ થાય છે. બીજી વાર આ સર્વ આપણને કોઇ શિક્ષાના રૂપમાં કહેવા બેસે તો આપણી ધીરજ ખૂટી જાય છે. આપણે તેને સાભળી નથી શકતા. પણ ભાવોના વિષયને વારંવાર અનુભવ કરવા છતાં યે પરિતોષ નથી થતો. સૂર્ય પૂર્વ દિશામાં ઉગે છે, આ વાત આપણા હૃદયને વધુ નથી આકર્ષતી, પણ સૂર્યોદયમાં જે સૌન્દર્ય અને આનંદ છે તેને જીવનસૃષ્ટિથી લઇ અદ્યાવધિ અમ્લાન છે. નિરંતર આકર્ષણનો વિષય બની રહે છે. અનુભવ, જેટલા પ્રાચીનકાળથી જેટલી લોકપરંપરાઓથી પ્રવાહિત થતો આવે છે તેટલો જ તે આપણને સહજમાં આવિષ્ટ કરી શકે છે.

એટલે માણુસ જો પોતાની કોઇ એક વસ્તુને ચિરકાલ પર્યન્ત માનવો પાસે ઉજ્જવળ અને નવીન ભાવોમાં અમર કરી રાખવા ચાહે છે તો તેને ભાવોનો જ આશ્રય લેવો પડે છે. અતએવ સાહિત્યનું પ્રધાન અવલમ્બન જ્ઞાનનો વિષય નથી, પણ ભાવોનો વિષય છે.

જે જ્ઞાનની વસ્તુ છે તેને એક ભાષાથી બીજી ભાષાઓમાં ફેરવી દેવાથી કામ પતી જાય છે. મૂલ રચના બીજી રચનામાં નિવિષ્ટ કરવાથી કેટલીક વાર તેની ઉજ્જવળતાની પણ વૃદ્ધિ થઇ જાય છે. તેના વિષયને લઇ અનેક પ્રકારના લોકોમાં અનેક ભાષાઓ દ્વારા અનેક પ્રકારથી પ્રચારિત કરી શકાય છે. આ રીતે તેનો ઉદ્દેસ્ય યથાર્થ રૂપથી સફળ થતો રહે છે.

પ...ણ ભાવોના વિષયમાં આ વાત નથી. કેમકે તેઓ જે મૂર્તિનો આશ્રય લે છે તેથી ફરી જુદા નથી પડતા.

જ્ઞાનની વાતને પ્રમાણિત કરવી પડે છે અને ભાવોની વાતને સંચારિત કરવી પડે છે. કારણ કે તેના માટે નાના પ્રકારના આભાસ-ઇંગિતોની અને અનેક પ્રકારના ચાતુર્યની આવશ્યકતા પડે છે. જ્યારે ભાવોને માત્ર સમજાવી દેવાથી કામ પૂરૂં નથી થતું, પણ તેઓની સૃષ્ટિ સર્જવી પડે છે.

આ કલા-કૌશલ પુર્ણ રચના ભાવોના દેહ સમાન છે. એ દેહની વચ્ચે ભાવોની પ્રતિષ્ઠામા લેખકનો પરિચય મળે છે. આ શરીરની પ્રકૃતિ અને ઘાટ અનુસાર જ તેનો આશ્રિત ભાવ માનવ પાસે આદર મેળવે છે. તેની. શકિત પ્રમાણે જ તે હૃદય અને સમયમાં વ્યકિત-લાભ કરી શકે છે.

પ્રાણ માત્ર શરીર ઉપરજ રહે છે. જલની પેઠે તેને એક પાત્રથી બીજા પાત્રમાં રેડી નથી શકાતો દેહ અને પ્રાણ આપસમાં એક બીજાને ગૌરવાન્વિત કરી એકાત્મક થઇ રહે છે.

ભાવ, વિષય અને તત્વ સાધારણ મનુષ્યના હોય છે. તે જો એક મનુષ્ય બહાર નથી કરી

શકતો, તો કાલક્રમથી કોઈ બીજો કરશે. કિન્તુ રચના લેખકની સંપૂર્ણ રૂપે પોતાનીજ હોય છે. રચના એક મનુષ્યની જેવી હશે, તેવી બીજાની નહિ થાય એટલે રચનામાંજ ખરી રીતે લેખક જીવતો રહે છે. ભાવો અને વિષયમાં નહિ

જો કે રચના કહેવાથી ભાવ અને ભાવ પ્રકટ કરવાના પ્રકાર એ બન્ને વાતોનું સમ્મિલિતરૂપે બોધ થાય છે, પણ એ લખવાનો પ્રકાર જ વિશેષ રૂપે લેખકનો હોય છે.

તળાવ કહેવાથી પાણી અને ખોદાએલ આધાર એ બન્ને વાતનો એક સાથે બોધ થાય છે. પણ તેમાં યશ કોને છે? જલ મનુષ્યની સૃષ્ટિ નથી એ તો ચિરંત જ છે. તેજ જતને વિશેષ રૂપથી સર્વ સાધારણના ઉપયોગ માટે સુદીર્વ કાળ પર્યંત રક્ષા કરવાનો જે પ્રકાર છે, તેજ પ્રખ્યાત, કીર્તિમાન મનુષ્યનો પોતાનો હોય છે. તેજ રીતે ભાવ પણ મનુષ્ય માત્રનો છે. પરંતુ તેને વિશેષ મૂર્તિમાં બધા માનવો માટે વિશેષ આનંદની સામગ્રી બનાવવાનો ઉપાય રચના જ લેખકનો યશ છે.

અત: ભાવને પોતાનો કરી બધાનો કરી દેવો, એ જ સાહિત્ય છે. એજ લલિત કળા છે. અગ્નિ, જલમાં સ્થલમા વાયુમાં અને નાના પદાર્થોમા સાધારણ તથા બધાનો છે. વૃક્ષ–લતા આદિ તેને નિગુઢ શકિતના બળે પ્રથમત. વિશેષ આકારમા પોતાનો બનાવી લે છે અને તે ઉપાયથી તે સુદીર્ઘકાળને વાસ્તે સર્વ સાધારણની ઉપયોગી વસ્તુ બની જાય છે. તેનો ઉપયોગ માત્ર ભોજન અને ઉતાપ માટેજ નથી થતો, પણ તે દ્વારા સૌન્દર્ય, છાયા અને સ્વાસ્થ્ય પણ વિકીર્ણિત થતુ રહે છે.